# અરેબિયન નાઈટસ.

## ભાગ છઠ્ઠો.



*e Right of Printing and Translation in other Indian Language is reserved.*

**મુંબઈ**

ઈમપ્રીયલ પ્રેસમાં, ન. ક. એ છાપ્યું છે.

નાર તથા વેચનાર મુંબઈ કાળકાદેવીને રસ્તે રામવાડી પાસે

ઈશ્વરદાસ લાયબ્રેરીવાલા.

**દરયેક ભાગની કીંમત ચાર આના.**

., ગ ઉઠયું, ત્યારે પોતાનો વેપાર રોજગાર મુકી, કેટલેક દિવસે ..સાધુને ગામે ગયો. તે શેહેરમાં ગયા પછી તેનો બગીચો જોઇ, પ ગથી માથા સુધી બળવા લાગ્યો. તેટલામાં મોટો ગંજાવર કુવો, તેની નજરે પડયો; તેમાં નાહવાથી અને તેનું થંડુ, પાણી પીધાથી થોડી શાંતી થઈ, ત્યારે તે સાધુને જઇ પગે લાગ્યો. તે વખતે સત્પુરૂષે તે અદેખાને ઓળખ્યો કે, આ માણસ તો અગાઉનો પડોસીછે; તેથી તેની સારી રીતે બરદાસ્ત કરી, પેટ ભરી જમાડયો; પણ અદેખાના પેટમાં અગાઉથીજ દગો હતો તે ન ગયો. તે અદેખાએ મીઠી મીઠી વાતો, આખો દિવસ કરીને ભોળા સાધુને, ઓટાબાને ફસાવવાની, વેતરણ કર્તો હતો. તેવી રીતે આખો દિવસ વહી ગયો; જયારે રાત થઈ તોપણ, સાધુસતનું ટોળું ઓછું ન થયું, ત્યારે અદેખાએ સત્પુરૂષને કહયું; મહારા ઉપર મોટું શંકટ આવી પડયુંછે, તેથી આ શેહેરમાં આવ્યો છઉ. જો હુંકમ હોયતો એકાન્તે કહવું; કેમકે મહારી છાની વાત, બીજો કોઇ ન સાંભળે; માટે બગીચામાં આવોતો સારૂં, પણ સર્વેને કહી રાખો કે, કોઇ પણ આ જગ્યા છોડી, બગીચામાં નહી આવે. ભોળા સત્પુરૂષે તેનું તરકટ, ન સમજતા તેના કહયા પ્રમાણે, સર્વે માણસોને હુકમ કીધો. તેટલામાં અર્ધીરાત વહી ગઇ, અને એટલીતો તે અંધારી હતી કે, એક બીજાને કોઈ જોઈ ન શકે. જયારે સર્વે ગરબડ મટી, ત્યારે બેહું જણ બાગમાં નિકળ્યા, એટલે એકાન્ત જગ્યાને, બદલે કુવા તરફ સત્પુરૂપને, અદેખો લઈ ગયો; અને પોતાનું જુઠુ સાચુ દુઃખ બનાવી, કેહેવાને શરૂ કીધુ. તેનું ચિત વિચારમાં લગાડી, અહિં તહી ફેરવ્યો, જયારે બેહું કુવાની નજીક ગયા, ત્યારે અદેખાએ જોરથી, સત્પુરૂપને ઉપાડી, કુવામાં ફેકી દીધો. તે વખતે અદેખા વિના, બીજુ કોઈ ત્યા ન હતું કે, સત્પુરૂપની મદતે પોહોચે. અદેખાએ ધારેલું કામ બજાવી, બગીચાનો દરવાજો બંધ કરી, રાતો રાત નાહાસી ગયો. તે

ની ઉમેદ પૂરી થયેલી સમજી, રસ્તે ચાલતા ઘણોજ
અને મનમાં ધારતો હતો કે, લોકો પાસેથી તેના વખાણ સાંભળી,
હારૂં કલેજુ બળતું હતું; તેનું શેવટ હવે આવ્યું. અદેખાનો તે વિ
ચાર ખોટો પડયો, કેમકે તે સત્પુરૂષતો ભાગ્યેગવાન હતો, જે વખતે તે
ને કુવામાં નાખ્યો, તે વખતે ઈંદ્રરાજાની પરીઓ, અને જીનો તેમાં આ
વેલા હતા, તેઓએ સત્પુરૂષને પડતા, હાથો હાથ ઝીલી લીધો. જેથી તેને
કોઈ પ્રકારે દુઃખ ન થયું, અને કુવાનાં એક ગોખમાં, તેને બેસાડયો; તે
વખતે સત્પુરૂષે ઇશ્વરનો, મોટો ઉપકારમાની, વિચાર કીધો કે, આ કુવા
માં પડતા પણ, મહારે માટે ભલાઇ આડી આવી. તે પછી ભજન
કર્તો બેઠો, થોડી વારે ચારે બાજુએ, નજર કીધીતો કોઈ પણ, ન જ
ણાયું; ફરીને ઈશ્વરનું ધ્યાન કર્તો બેઠો; એટલામાં કોઈ માણસનો શબ્દ
કાને પડયો, તેણે કહયું એને તમે ઓળખોછો; કે તે કોણછે. બીજાએ
કહયું હમે તેને ઓળખતા નથી. પ્રથમ પુછનારે ફરીને કહયું કે, તમોને
એનો વૃતાંત જાણવોછે. તેણે કહયું શ્યા માટે ન સાંભળું. કેહેસોતો ઉપ
કાર થશે. તેણે કહયું એ માણસ અતિશે ભોળો, નીતિવાન અને સિ
દ્ધ પુરૂષછે. જન્મ ભૂમીનું રેહેઠાણ તેણે છોડી, અહિં આવી રહયો;
કેમકે તેનો પડોસી અદેખો હતો, તેથી ઘણું દુઃખ પામ્યો ત્યારે, તેણે ઠ
રાવ કીધો કે, તેનાથી દૂર જઈ રેહેવું. જયારે તે આ શેહેરમાં આવી વ
સ્યો, ત્યારે પરમેશ્વરે તેની સિધ્ધાઈ વધારી, તેથી સર્વે ઠેકાણે તેની વ
ખાણ થવા લાગી. તે સમાચાર ફેલાતા, તેના અદેખાને કાને ગયા;
તેથી વેરમાં વધારો કરવા, અને તેને જીવથી મારી નાખવા, અહિં તે આ
વ્યો. જયારે તે અહિં આવ્યો, ત્યારે તેનો જુનો પડોસી જાણી, સારી
બરદાસ્ત કરી; તોપણ તે દૂષ્ટે એને કુવામાં નાખ્યો. તે વખતે આપણે તેની,
મદતે નહી જતેતો, તે મરી જતે; આ શેહેરનો રાજા, પોતાની રોગી છોક
રીનો, રોગ દૂર થવા એના આશીરવાદ લેવા, આવતી કાલે આવનારછે

., ર પુછ્યું કે, તે રાજાની છોકરીને, શુ રોગછે. તેણે કહ્યું તે ...નર, મેમૂં ભૂતનો ડિમર નામે, છોકરો આશક પડેલોછે; તેથી હમેશા તે બેસુધ્ધીમાં પડી રહેછે; બીજીએ કહ્યું તે ભૂત, દૂર થવાનો કોઈ ઉપાયછે. તે ભવિષ કેહેનારે કહ્યું હાછે; અને તે ઘણોજ સેહેલોછે. તે વિશે તારી મરજી હોયતો હું કહવૂં. બીજીએ કહ્યું કે, જ્યારે તમે જાણોચ, ત્યારે તો કહેવું જોઇએ; કેમકે મોટા ઉપકારનું તે કામછે. પ્રથમ ભવિષ કહેનારો, ખુશી થઇ બોલ્યો કે, આ સત્પુરૂષના ઘરમાં, એક કાળી બીલાડીછે. તેના પુછડાને મથાળે સફેદ ચાઠુંછે; તે જગ્યાએથી સાત વાળ, ટોડી પોતાની પાસે રાખે, અને જ્યારે તે છોકરી આવે, ત્યારે તે વાળને અગ્નિ ઉપર, બાળી છોકરીના નાકમાં, ધુરી આપેથી તૂર્ત નિરોગી થશે. એટલુંજ નહી પણ કરીને, રાજાની છોકરી પાસે, તે ભૂત કોઇ વખતે નહી આવે. તે પરીઓ અને જીન્નો, વચ્ચે થતી વાત, સત્પુરૂષે ધ્યાન દઇ, સાંભળીને યાદ રાખી. જ્યારે સૂરજનો પ્રકાસ થયો, ત્યારે જોયુંતો કુવામાં ઉતરવા, ચઢવાની પાયરીવો હતી. તેમાં પગ મુકી સેહલાઈથી, તે ઉપર ચઢી આવ્યો. ઉપર આવી જોએચતો, સર્વે સાધુવો, તે સત્પુરૂષને ચારે તરફ સોધતા હતા; તેવોએ તેને જીવતો આવેલો જોઇ, ઘણાજ ખુશી થયા; ચેલાવોએ ટોલે મળી, ગુરૂને પુછ્યું કે, રાતના કયાહ અલોપ થયા હતા; ત્યારે તેણે પોતા ઉપર બનેલી, આફત કહી સંભળાવી, અને પોતાના ઘરમાં ગયો. જ્યારે તે ઘરમાં ગયો અને ઘડીક બેઠો, એટલે પરીવો અને જીન્નોએ, કહેલી કાળી બીલાડી તેની પાસે આવી, તેને આવતાજ સત્પુરૂષે પકડી; અને તેના સફેદ સાત વાળ, ખેંચી પોતાની પાસે રાખ્યાં. ત્યાર પછી બેચાર ઘડી ગઇ, એટલે તે શેહેરનો રાજા, પોતાના અમીર ઉમરાવ સાથે, સત્પુરૂષના બગીચે આવ્યો. તે આવતાજ દરવાજે, લશકરને ઉભું રાખી, થોડાક સરદારોને સાથે લઇ, સત્પુરૂષના ઘરમાં રાજા, આવવા લાગ્યો,

તેટલે સત્પુરૂષે સાંમે જઇ, મોટા માન સાથે લાવી, ગાદી ઉપ. જ્યારે એક બીજાએ, શુભ સમાચાર પુછી લીધા, એટલે રાજાએ . ત્પુરૂષને કહયું કે, ઓ અંતર્યામી તમે જાણોચકે, મારૂં આવવું શ્મા માટે થયું છે. સત્પુરૂષે કહયું કે, હા; આપનામદારની કુંવરી રોગીછે, તે માટે આવ્યા હસો ! પણ તેથી હું કંગાળનું ઘર પવીત્ર થયું. રાજાએ તેના શબ્દો, સાંભળી ઘણો ખુશી થયો, અને કહયું કે મને મહા પુરૂષના, દરશનનો લાભ થયો; હવે આશ્યા રાખુચ કે, તે છોકરીનું દુખ, નિવાર્ણ થાયતો, મહારૂં જીવવું સફળ થાય. સત્પુરૂષે જવાબ આપ્યો કે, રાજપુત્રી અહિં આવેતો, પરમેશ્વરની કૃપાથી, સારૂ થશે. તેનું તેટલું સાંભળી ઘણો ખુશી થયો, અને છોકરીને તેની દાસીયો સાથે, પરદેપોશ મેંનામાં તૂર્ત તેડાવી. રાજાની છોકરી પગથી માથા સુધી, એવી રીતે પરદેપોશ" હતી કે, તેનું પગનું આંગળું પણ કોઈની નજરે ન પડે. જ્યારે રાજપુત્રી મઠમાં આવી, ત્યારે તેના માથા ઉપરથી ચાદર, એવી રીતે એંચી કે, તેનું મોડું કોઇને ન દેખાય, અને ધુવાડો બહાર ન જાય. ત્યાર પછી પાંત્રામાં વાળની બીડી, વાળી છોકરીના નાકમાં ભરાવી, બીજે છેડેથી સળગાવી, તેનું મોડું બંધ કરયું, એટલે તેના મસ્તકમાં ધુવાડો, જતાજ મેંમૂ ભૂતનો છોકરો, ડિમર ઘભરાઇને, મોટા અવાજે પોકારતો નાઠો. તેજ વખતે રાજ પુત્રી નિરોગી થઈ, અને સુદ્ધિમાં આવી; ત્યારે પોતાના હાથે, ચાદર એંચી મોડું સંતાડવા લાગી; એટલુંજ નહી પણ પુછવા લાગી કે, હું અહિં કયાથી આવી, અને આ જગ્યાએ કોણ લાવ્યું. તે વખતે રાજા ઘણો ખુશી થયો, અને પોતાની છોકરીને ગળે લગાડી, તેની આંખો ચુંબી; ત્યાર પછી સત્પુરૂષના પગે લાગી, તેના હાથને ચુંબો લીધો.

રાજાએ પોતાની છોકરી માટે, હજારો ઉપાય કરવા છતા, તેનો રોગ દૂર ન થયો; તે સત્પુરૂષે એક બીડાથી દૂર કીધો, તે જોઈ અજા

., અને તેને ઇનામ આપવા માટે, પોતાના અમીર ઉમરાવની, ...લાહ લીધી કે, તેનો ઉપકાર કેહેવી રીતે ફેડું. સર્વે સરદારો, મળી એક વિચારે ઠરાવ કીધો કે, આ રાજ કુવરીનું મોડું, સત્પુરૂષે જોયું અને તેનો, રોગ પણ તેણેજ દૂર કીધો; તેથી બેહુના લગન એક બીજા સાથે થવા જોઇએ. તે સર્વેનો એક વિચાર થવાથી, તૂર્ત રાજકુંવરીના લગન, સત્પુરૂષ સાથે કરી આપ્યાં. જ્યારે સત્પુરૂષના લગન, રાજાની છોકરી સાથે થયા, એટલે તેણે વેરાગ છોડી, ગ્રહસ્થ બન્યો; અને રાજાના ઘરમા જઇ રહયો. જ્યારે રાજાના ઘરમાં રહયો, એટલે દરરોજ રાજ સભામાં જઈ, રાજ કારભાર ચલાવવા લાગ્યો. તેવી રીતે કેટલાક વર્ષ વહી ગયા, એટલે તે રાજાનો, મોટો વજીર મરણ પામ્યો. તેની જગ્યાએ સત્પુરૂષને, નેમયો. કેટલેક વરશે રાજા પણ મરણ પામ્યો; તેની રાજ ગાદી ચલાવવાને, તેની છોકરી સિવાય કોઇ, યૂવરાજ ન હતો; તેથી અમીર ઉમરાવની સલાહથી, સસરાની રાજ ગાદીએ, સત્પુરૂષ બેઠો. સત્પુરૂષ પોતાની બુદ્ધિ, બળે સલાહ સંપથી, રાજ ચલાવતો હતો. તેવી રીતે કેટલાક વરશ વહી ગયા, એક દિવસે તે પોતાના, અમીર ઉમરાવને સાથે લઇ, જંગલ તરફ શીકારે ગયો હતો. ત્યા ગયા પછી શીકાર પકડી, ખુશીમાં દિવસ કાઢતો, એટલામાં ઘણાક, માણસોનું ટોલું નજરે પડયું, ત્યારે સર્વેનો વિચાર થયો કે, તેની તજવીજ કરવા જવું; ત્યા જઇ જોએચ તો, જાતરા કરી આવતા જોયા. તે વખતે રાજાના જોવામાં, ભાયેગ જોગે તેનો આગલો, અદેખો તેમાં નજરે પડયો. તેણે રાજાને ન ઓલખ્યો, કેમકે તેતો એમજ ધારતો હતો કે, તેને કુવામાં નાખ્યોછે; પણ રાજાએ તેને તુર્ત ઓળખી, પોતાના વજીરને હુકમ કીધો કે, આ ટોલામાં લીલી ટોપી વાલોછે તેને, આબરૂ ઇજતથી તેડી લાવ. તેટલો હુકમ થતાજ તૂર્ત વજીર તેને તેડી લાવ્યો. રાજાએ અદેખાને કહયું, ઓ દોસ્ત તને જોઈ હું ઘણો ખુશી થયો; કેમકે મહારી ચઢતી

તારા પ્રતાપે થઈ. એટલું બોલતા એક હજાર, મોહોરો અને વાર.
પોશાકની ચીઠી, ખજાનચી ઉપર લખી આપી; તે સાથે એક ઘોડે .
વાર, આપ્યો કે, તેને સલામત પોતાને ઘેર પોહોચાડી આવે. એ
પરીવોની સરદાર, જ્યારે સત્પુરૂષના ઉપકારની, વાત મેં પુરી કીધી; અને
જીવતો છુટવાની, ભૂત પાસે આસ્યા રાખી; તેને કહ્યું, એ બાદશાહ સ
ત્પુરૂષે, કેહેવી રીતે તેના વેરી ઉપર, ઉપકાર કીધો. તે વિશે મેં તેની વિ
નતી કીધી કે, ઘાતકી કામથી તું અટક, અને મને સજા ન કર; પણ
તે વિકરાળ ભૂતે, મહારા ઉપર દયા ન કરી. તેણે ફરી મને કહ્યું કે, હવે
જીવથી તને નહી મારૂં; પણ સજા કીધા વિના, તો છોડનાર નથી. તેટ
લું બોલતા તેણે કહ્યું, હવે જો મહારા જાદૂના ચરીત્રથી શું બનેછે. તે
વખતે અતિશે ઘભરાટમાં હું પડયો, તુર્ત મને તેણે પકડયો, એટલે મો
યરાનો દરવાજો, કડાકા સાથે ઉઘડયો; તેમાંથી એટલે ઉંચે, ઉડયો કે,
ત્યાથી જમીન આસમાન, અને શેહેરો કાંકરાના આકારે, દેખાવા
લાગ્યાં. તેવી રીતે ઉંચે જતા, એકાએક પાછો વીજળીની રીતે, ઝપાટા
થી મોટા એક પહાડની, ટોચ પર મને લઈ તે ઉતરયો. જ્યારે જમીને
પગ મહારા લાગ્યા, ત્યારે સુધિમાં હું આવ્યો, તે વખતે ફરી તેની
ખુશામત, મેં ઘણી કરી, પણ સર્વ ફોકટ ગઈ. શેવટે મુઠી ભરીને,
ત્યાથી મટોડું તેણે લીધું, તે ઉપર મંત્ર કઈ ભણ્યો, તેનો અર્થ હું ન
સમજ્યો; ત્યાર પછી મંત્રેલી મંટોડી, મહારા ઉપર તેણે નાખી, ને કહ
યું કે, માણસનું ખોલ્યું છોડી, વાંદરો બનીજા. એટલું જાદૂ મહારા
ઉપર કર્તાજ, તુર્ત તે ભૂત ગુપ્ત થઈ ગયો. જ્યારે માણસમાંથી હું વાં
દરો બન્યો, ત્યારે તો કયાઉ કયાઉ કરી, અહિં તહી દોડવા લાગ્યો; પ
ણ ત્યા કોણ સાંભળે. શેવટે નાચાર થયો, ત્યારે અતિશે સંતાપ કરી,
રડવા લાગ્યો. જ્યારે રાત થઈ ત્યારે તો, ઘણી ધાસ્તી લાગી કે, હું કો
ણ આ પહાડ કયો, મહારા મા બાપ અને તેનું રાજ કહા હસે. ? નથી

, હું કહા છઉં; એટલુંજ નહી પણ તેનો રસ્તો કર્યોછે. હવે હું ક્યાં જાવું અને શુ ખાવું. તેવી રીતે સંતાપ કર્તા, બીજે દિવસે બાર વાગ્યા; તે વખતે સૂરજનો તાપ એટલો પડતો હતો કે, માંથુ અને શરીર બળતું હતું. શેવટે ચારે તરફ દોડી દોડીને જોવા લાગ્યો, ત્યારે એક બાજુએ, કેટલીક દૂર સપાટ જમીન જોઈ; તે તરફથી ઉતરવા લાગ્યો. ચાલતા ચાલતા બરોબર, એક મહીને સમુદ્ર કીનારે, જઈ પહોતો; તે વખતે તેનું પાણી સ્થીર હતું. લાંબે નજર કરીતો, એક વહાણ જતું દીઠું; બાયેગ જોગે, તે વખતે પવન ન હોવાથી, જોરથી તે ચાલી ન શકતું. કીનારા ઉપર નજર કરીતો, ખાવા પીવાની જણસ કે, વરિત ન હતી, ત્યારે વિચાર કીધો કે, કોઈ પ્રકારે આ વહાણ ઉપર, જઈ સતો કોઈ દિવસે, વસ્તી ભરેલા શેહેરમાં પોચીસ. એટલુંજ નહી પણ હમણા, ખાવા પીવા તો થોડું ઘણું મળશે. વહાણ ઉપર જવાનો વિચાર કીધો, ત્યારે મછવા વિના જવાઅ કેમ, તેનો ઘભરાટ થયો. તેટલામાં સુઝ પડયું કે, તે કીનારા ઉપર સુકુ ઝાડ હતું, તેની ડાળ ટોડી પાડી; તેને ઘસડી પાણીમાં લઈ ગયો; જ્યારે તે ડાળી તરવા લાગી, એટલે તેની ઉપર ચઢી બેઠો; અને છાતી સાથે દબાવી, હું તરવા લાગ્યો. તરતા તરતા વહાણ તરફ ગયો, એટલે વહાણના માણસો, મને જોઈ અજાયેબ થયા. જ્યારે વહાણની પાસે હું ગયો, ત્યારે તેનું લટકતું દોરડું પકડી, તે ઉપર ચઢી ગયો. તે વખતે વહાણ વાળા, મને વાંદરો જોઇ, અતિશે ઘભરાટમાં પડયા; પણ મને બોલવાની શક્તિ, તે વખતે ન હતી; તેથી મહારો ખુલાસો કહી ન શકયો. વહાણના સર્વે માણસો, મહારી અને હું તેની તરફ, તકમક જોયા કર્તા. વહાણના સર્વે માણસો, તે વખતે અનેક પ્રકારે, વિચાર કર્તા હતા કે, આ વાંદરો હશે અથવા ભૂત હશે ? વહાણ ઉપર તે રેહેવાથી માઠા પરીણામ થશે. તેથી મને કહાડી મુકવાને, ધમકી આપવા લાગ્યા. જ્યારે તેની ધમકીથી સમુદ્રમાં, હું

ન પડયો; ત્યારે એકે કહ્યું, એક મોટો હમણા, તેને મારૂ છઉં. બીજો કેહે તમો ધીરજ રાખો, હું તેને એક તીરે, મારી નાખુ છઉ. ત્રિજો બોલ્યો હું તેને સમુદ્રમાં ફેકી દેવું છઉ. એવી રીતે સર્વે મને મારવાને તૈયાર થયા; એટલામાં ઝડપથી દોડી, તેના ડોલ ઉપર ચઢી બેઠો. કેટલીક ઘડી ત્યા ચુપ ચુપ વલગીને બેઠો. એટલે સર્વે માણસો થાકી થાકીને પોત પોતાને કામે લાગ્યા. જ્યારે સર્વે માણસો ખીસી ગયા, ત્યારે હું આસ્તેથી ઉતરી, વહાણના ધણી પાસે ગયો, અને તેના પગ ઉપર માથુ મુકયું, આંખમાં આસુ લાવી, ઇસારતે મેં તેને કહ્યું કે, તમારે સરણે હું છઉ; મહારો જીવ બંચાવો. તે વહાણ વટીને મહારા ઉપર દયા આવી, ત્યારે સર્વે માણસોને તેણે હુંકમ કીધો કે, આ વાંદરાને કોઇ દુઃખ ન આપે, અને તેનો સર્વે બંચાવ કરે. ત્યાર પછી મહારી, એવીતો બરદાસ્ત થતી કે, મહારૂં દુઃખ ફરી યાદ ન આવ્યું. તેવોની સાથે હું વાત કરી શકતો ન હતો, પણ તેની વાત સાંભળી ઇસારતે જવાબ આપતો. તેવો મહારો અર્થ સમજી, ઘણાજ ખુશી થતા. વહાણ ચાલતા અને ગમત થતા, ૫૦ દિવસ વહી ગયા, તે એટલા સુધી કે, વેપારના માલની જ્યા, મોટી કીમત ઉપજતી, તેવા મોટા શેહરનાં બંદરમાં, જ્યા હજારો મોટા મોટા વહાણો, લાગરેલા, સોભાવાન મોટી મોટી હવેલી, ઓહોલી વસ્તી હતી, તેવા મોટા બંદરમાં, હમારૂ વહાણ જઇ લાગરયું. તે શેહેર ધન દોલતે ભરપૂર હતું, તે સાથે મોટા ભાયેગવાન રાજાની રાજધાનીનું મથક હતું. હમારા વહાણે લાગર નાખ્યું, એટલે વહાણવટી અને ઉત્તારૂના જે મીત્રો, તે શેહરમાં રેહેતા હતા, તેવો પોત પોતાના, મછવામાં બેસી ત્યા આવ્યા. તે વખતે વહાણને ચારે તરફથી ઘેરી, પોત પોતાના મિત્રોને મળ્યા. મુસાફરી તથા સમુદ્રનો હેવાલ પુછયો; કેમકે તે ઘણા દૂર દેશો ફરીને, ઘણેક વરસે વહાણ આવેલું હતું. તેમાં રાજાના કેટલાક સરદારો પણ,

વેપારીયો અને ઉતારૂવોને, મળવા આવેલા હતા. કેમકે તેવોને તેની સાથે મીત્રાચારી હતી. તેવો કહેતા હતા કે, તમોને આવેલા સાંભળી, હમારો રાજા ઘણો ખુશી થયોછે, અને પુછાવ્યુંચ કે, તમારામાં કોઈ, માણસ લાયેકછે કે; હમારી સાથે આ કાગળ મોકલ્યોછે, તે ઉપર સારી રીતે લખસે તો, તેની ઘપ છપ ઉપરથી, પરીક્ષા થસે. તેનું કારણ એવુંછે કે, અહિંનો વજીર મરણ પામેલોછે; અને તે ઘણું કરીને, સારી રીતે જુદી જુદી ઇબારતો લખી શકતો, અને ગુણનો ભંડાર હતો. તેવા ગુણીવોનું રાજા પાળણ કર્તાછે. જયારથી તે વજીર મરણ પામ્યો, ત્યારથી રાજા ઘણો દીલગીરછે; એટલુંજ નહી પણ તેણે સોગન લીધાછે કે, પેહેલાની રીતે ગુણી, જયારે કોઇ મળે ત્યારેજ વજીર કરીશ. તેવા માણસની શોધ, અહિં અને બીજા દેશોમાં કીધી, પણ હજુ સુધી એવો કોઈ માણસ, ન મળ્યો કે તેને વજીર કરે. જેને વજીર થવાની ઉમેદ હોય; તેણે આ કાગળ ઉપર લખવું. જયારે તે કહી ચુકો, એટલે આગળ હું વધી, તેના હાથમાંથી કાગળ મેં લીધો; તેથી વહાણના સર્વે માણસો અજાયેબ થયા, અને કેટલાક લખનાર વાચનારા તો, ઘભરાઈને મોટો પોકાર કરવા લાગ્યા. તેના ઘભરાટનું કારણ ઉઘાડું હતું કે, આ વાંદરો રાજદરબારી, કાગળને ફાડી નાખશે. એટલુંજ નહી પણ; તેના કટકા કરી, સમુદ્રમાં ફેકી દેશે. તેવાએ પોતાની ઉંમરમાં, કોઈ વાંદરાને, લખતા વાંચતા, જોયો ન હતો; તેમ મહારી લાયેકી વિશે, તેવો જાણતા ન હતા. તેથી મહારા હાથમાંથી, કાગળ છીનવી લેવાનું ધારી, સર્વે તુંટી પડવા લાગ્યા. તે વખતે વહાણ વટીએ, મહારી મદત કરી કહયું કે, જરા ધીરજ પકડો, એની પરીક્ષા મહારે લેવીછે. અગર તેણે આ કાગળ ખરાબ કીધો, તો કબુલાત આપુચ કે, તેને જરૂર હું સજા કરીશ; અગર તેણે સારી રીતે લખ્યું તો, મહારા છોકરા પ્રમાણે તેનું પોષણ કરીશ. તેની મને ખાત્રીછે કે, કાગળ બગાડશે નહી;

બીજા વાંદરાંઓથી, અત્તિશે બુદ્ધિવાન એછે. તેવોએ જયારે જોયું કે, કાગળને સારી રીતે મેં પકડયો, અને ઈસારતે પુછયું કે, એના ઉપર હું લખુ; ત્યારે સર્વેનો ધબગાટ ઓછો થયો. કેમકે ચારે તરફ જોયું તો મને કોઈ અટકાવતું ન હતું. ત્યારે કલમ પકડી, ચાર પ્રકારે જુદી જુદી, ચાર બાબદ ઉપર, એવીતો કવિતા લખી કે, ન કોઇ વેપારી કે નહી કોઈ, તે શેહરનો રેહેવાસી તેવી લખી શકે. તેટલું લખીને સરદારના હાથમાં કાગળ મેં આપ્યો; એટલે ઝડપથી, તે રાજા પાસે લઈ ગયો. મહારા લખવાની ધ્રપ, અને કવિતા, રાજાએ વાંચી ત્યારે તો, તે ઘણો ખુશી થયો; અને પોતાના સરદારને હુકમ કીધો કે, અમુલ કીમતનો પોશાક, અને આપણી ઘોડસાળમાંથી, ઘણોજ કીમતી એક ઘોડો; લઈ જઈ તે લખનારને આપ. એટલુંજ નહી પણ, તેને એ પોશાક પેહેરાવી, ઘોડે બેસાડી વાંજતા, ગાજતા રાજ સભામાં લાવ. તેટલો હુકમ રાજાનો થતાજ, સરદાર પોતાની મુછમાં હસ્યો; તે દેખાવ જોઈ, રાજા અત્તિશે ગુસ્સે થયો, અને તેની ગરદન મારવાનો હુકમ કીધો. જયારે રાજાનો હુકમ થયો, ત્યારે તે સરદારે અરજ કરી કે, ઓ રાજા ધીરાજ, મહારા જાન માલના માલેક, મહારી ગરદન આપને, સવાધીન કરૂંછઉં; પણ મહારો અપરાધ ક્ષમા કરોતો, એક ચમત્કાર કહુંછઉં; કે તે કવિતાનો લખનારો, માણુસ નથી પણ વાંદરોછે. તેની ખાત્રી કરીને, પછી ગરદન મારવી. સરદારની અરજ સાંભળી, રાજા અજાયેબ થયો; અને કહયું શુ તે માણસે લખી નથી. બીજા સરદારે અરજ કરી કે, ઓ રાજા ધીરાજ, મહારી આંખે જોયુંછે કે, વાંદરાએ લખીછે. જયારે બેચાર સાખશી પડી, ત્યારે વધારે અજાયેબ થઇ કહયું કે, એમજ હોયતો મહારી, નજરે તેને જોવાય. તેજ વખતે હુકમ કીધો કે, એવા અજાએબી ભરેલા, વાંદરાને જલદીથી ઘોડે બેસાડી, મહારી સભામાં લઇ આવો. સરદારોને રાજાનો હુકમ થતાજ, વહાણ તરફ દોડી ગયા, અને વહાણ વટી

ને, રાજાનો હુકમ કહી સંભળાવ્યો. તેજ વખતે તેણે કહયું, ઘણું સા
રૂ હું તેને મોકલુંછઉં. ત્યાર પછી સોનેરી રૂપેરી, કારચોબ ભરેલો પો
શાક, મને પેહેરાવી સમુદ્ર કીનારે લાવ્યા; અને ઘોડે બેસાડી વાજતા ગા
જતા, શેહેરમાં લઇ ગયા. રાજા પોતાના અમીર ઉમરાવ, અને સર્વે પ્ર
કારે જુદી જુદી જાતના, માણસો એકઠા થઈ મને, આવકાર આપવા
માટે, રાહા જોતા હતા. તે શેહેરના નહાના મોટા માણસો, અને સ્ત્રિ
યો મને જોવા, પોતાના ઘરોની બારીએ, છાપરે, અગાશીએ ચડેલા હ
તા; તે સાથે રસ્તે તો એટલી ઘંઠ ભેળી થઇ હતી કે, તલભાર જગ્યા
ખાલી ન જણાતી; કેમકે રાજાએ પોતાનો વજીર, શેવટે એક વાંદરાને
બનાવ્યો. તેવી ખબર શેહરમાં ફેલાવાથી, મને જોઇ સર્વે હસતા, અ
ને ઘભરાતા. જ્યારે રાજ સભામાં હું ગયો, ત્યારે રાજાને સિંહાસને બે
ઠેલો જોયો, પણ તેની ચારે બાજુએ અમીર, ઉમરાવો તથા તેના ભાયા
તો બેઠેલા હતા. તે સભામાં પ્રથમ જઈ રાજાને, ત્રણ ત્રણ વખતે ગુઠણે
બેસી, હાથ જોડી ઉભો હું થયો. તે વખતે બેઠેલા સર્વે ગ્રહસ્થો, મ
ને જોઈ અજાએબ થયા કે, જન્મથી એવો વાંદરો આજ સુધી
જોઓ નથી. તેમજ રાજા પણ મહારા ચમતકારથી, ઘણો વિચારમાં
પડયો. તે પછી સર્વે સભાને ને સલાંમ કરી, ત્યારે વલતી સલામ તે
વોએ કરી, પોત પોતાને ઘેર ગયા. જ્યારે રાજા અને હું બેહું, તથા
ત્રિજો અતિશે વૃધ્ધ એક ચોપદાર, ત્રણ જણા રહયા. ત્યારે સભામાં
થી રાજા સાથે ઉઠીને મેહેલમાં ગયા; અને અનેક પ્રકારની રસોઈ તેણે
મંગાવી, પોતાની સાથે ખાવાને ઇસારત મને કીધી. તે વખતે બેહું હાથે
સલામ કરી હું ખાવા બેઠો; પણ મોઠી તજવીજે ખાવા લાગ્યો. જ્યારે
હમે બેહું ખાઇ ચુકા, ત્યારે વાસણો ત્યાથી ચાકરો ઉપાડી ગયા. થોડી
વારે ઉઠીને અહિં તહી ફરવા લાગ્યાં, તે વખતે સોનેરી મેજ ઉપર, ઝ
વેરાંત જડેલું, એક કલમદાન નજરે પડયું. રાજાને ઇસારતે અરજ ક

ગી કે, તે કલમદાને લખવાની મને રજાછે. રાજા ઘણો ખુશી થયો, એ ટલે કલમદાન અને, ગોટા કાગળ મને આપ્યો. તે ઉપર રાજાના ઉપકાર વિષે, કવિતા બનાવી; તેની આગળ મુકી. રાજા તે કવિતા વાં ચી ઘણો ખુશી થયો. રાજાએ પોતાના ચાકરને, બોલાવી કહ્યુ કે, ગુ લાબનો દારૂ લાવ, તેમાંથી પોતે પીધો, અને ઇસારતે બતાવ્યું કે, આ વાંદરાને પણ પીવાડ. તેણે એક ગલાસ ભરી, દારૂ મને આપ્યો; તે પીધો અને પોતા ઉપર પડેલા દુઃખ, અને ગુણી માણસોનો, રાજા પોષ ણદારછે; તેના વખાણ અને મને થયેલા, આનંદની નવી ધપથી, એક કવિતા લખી. રાજાએ તેટલી કવિતા, વાંચી મનમાં ધારયું કે, આ વાંદરાની બરોબર, દુનિયામાં કોઇ પણ, બુદ્ધિવાન ન હશે ? ત્યાર પછી રાજાએ સતરંજની બાજી મંગાવી, ઇસારતે મને પુછયું કે, આ બાજી રમી જાણેચ; તે વખતે રમવાની મરજી મેં કીધી, તેના જવાબ માં ધરતીએ માથુ મુકી, પગે લાગ્યો અને પોતાના હાથ, માથે મુકયા. તેનો અર્થ તે સમજયો કે, રમવાને એ ખુશીછે. તેની પેહેલી બાજી રાજા જીત્યો, બીજી અને ત્રીજી હું જીત્યો. બે બાજી રાજા હારવાથી, તેનું મન કચવાયું, ત્યારે નવી કવિતા લખીને આપી; તેનો અર્થ એવો હતો કે, બેહજાર લશકરે, આખો દિવસ એક બીજા સાથે, લડાઇ કરી સાંજ ના સલાહ થઇ; અને રાતના તેજ જગ્યાએ, આનંદથી સુતા. મહા રી બુદ્ધિનો ચમતકાર તે જોઇ, પાછલા પોહોરે જ્યારે દરબાર ભરાઇ, ત્યારે રાજા બોલ્યો કે, એના જેવો બુદ્ધિવાન, અને હાજર જવાબી, કો ઇ વાંદરો, મહારા જન્મમાં જોયો નથી; તેમ સાંભળ્યો પણ નથી. તે વખતે સર્વે સભાસદોએ, પણ તેના વખાણ કીધા, ત્યારે તેણે વિચાર કીધો કે, એનો ચમતકાર, પોતાની મળકા હસન, કુંવરીને બતાવવો. સભામાંથી રાજા જ્યારે મેહેલે ગયો, ત્યારે તેણે જનાનખાનાના, ચોબ દારને હુકમ કીધો કે, તું પોતાની બીબીવોને અહિં બોલાવ કે, આ

અજાયેબી ભરેલું ચરિત્ર તેવો જોય. તેટલો હુકમ થતાજ, રાણીવો અને તેની કુંવરીને, બોલાવી લાવ્યો. જયારે રાણીવો, અને તેની કુંવરીને રાજાએ બોલાવી, ત્યારે વિના પરદેપોશ, ખુલ્લા મહોડે તેવો, ખુશીથી આવ્યા; પણ ત્યાહ મને બેઠેલો, તેની કુંવરીએ જોઓ, એટલે તુર્ત પોતાના મોહોડા ઉપર, બુરખો ખેંચી રાજાને અરજ કરી કે, આપ નામદારને આજે શુ થયું છે; કે અતરાપુ માણસની સાંમે, મને બોલાવી. રાજકુંવરીના તેટલા શબ્દો, રાજાએ સાંભળી જવાબ આપ્યો, હું ધારૂચ કે, તમે બે સુદ્ધિમમાં બોલોછો. આ જગ્યાએ જનાનખાના, સિવાય બીજો કોઈ માણસ, મહારી પાસે નથી. તમે તો હમેશા ઉઘાડે મોડે, મહારી સાંમે આવોછો, આજે શ્યા માટે પોતાના, મોહ ઉપર હોજર પરડો નાખ્યો; અને મહારી ભૂળ ગણોચ. રાજ કુંવરીએ, હાથ જોડી અરજ કરી કે, આપ નામદાર બાપે, લાંબો વિચાર કીધાથી, ખાત્રી થશે કે; મહારી ભૂળ નથી. હું સાચુ કહુછઉ કે, આ વાંદરો નથી પણ, ખરેખર માણસછે; તે સાથે મોટા રાજાનો છોકરોછે. તે જાદૂની વિદયાથી વાંદરો બન્યો, તેનો ઇતિહાસ એવોછે કે, અબૂ તૈમુરસ આબોની દ્વીપનો રાજાછે. તેની રાજ પુત્રીને ઇબલીસના છોકરાએ મારી નાખી; તે પછી આ રાજકુવરને જાદૂથી, વાંદરો બનાવ્યોછે. રાજા તે વાત સાંભળી, મોટા વિચારમાં પડયો; અને મને પુછયું કે, એ વાત સાચાંછે. ત્યારે બેહું હાથ જોડી, માથે ચઢાવી ઈસારતે કહયું કે, આ રાજ કુંવરીએ જેટલું કહયું, તેટલું ખરૂછે. તે પછી રાજાએ પોતાની છોકરીને પુછયું કે, તને કેહેવી રીતે માલમ પડયું કે, આ રાજકુંવર વાંદરો બન્યોછે. રાજપુત્રીએ જવાબ આપ્યો કે, આપ નામદારને યાદ હશે કે, જયારે હું બાળક હતી, અને મને દૂધ છોડાવ્યું, તે વખતે મહારૂ પાળણુ અને ઉપદેશ કરવા, એક વૃદ્ધ દાઇ તમે રાખી હતી; તે જાદૂની વિદયામાં સંમપૂર્ણ હતી. તેણે સત્તર પર્બ, જાદૂના મને

સિખ્વ્યા હતા. તેથી મહારામાં એટલી શક્તિછે કે, તમારા સર્વે શેહેરો
ને, અહિંથી ઉપાડી સમુદ્રમાં ફેંકી દઉં. હરએક માણસમાંથી જનાવ
રો, બનેલાને હું સારી રીતે, ઓલખી શકુછઉ; એટલુંજ નહી પ
ણ તેને, જોતાજ પારખી શકુછઉ; કે આ માણસ ઉપર ક્યાહ, કારણે
અને કોણે જાદૂ કીધુંછે. તેજ પ્રમાણે એ, રાજ કુંવરને મેં ઓળખ્યોં;
જેને તમે હજુ સુધી, વાંદરો સમજોછો. રાજાએ કહયું ઓ કુંવરી, તું
એટલી ગુણવાનછે, તેવું હું જાણતો ન હતો. રાજ કુંવરીએ કહયું,
ઓ નામદાર બાપ, એ ભેદ ભરેલી વિદયા, હરએક માણસને, સીખવી
લાયેક નથી; તેમાં હું કંઈ પણ જુઠું બોલતી નથી. રાજાએ પોતાની કુંવ
રીને કહયું, તમારામાં એટલી સામર્થછે કે, આ રાજ કુંવરને થયેલું, જાદૂ
દૂર કરી પાછો અસલ રૂપેં, બન[illegible] શકોછો ? રાજ કુંવરીએ ક
હયું, ખોદાની મદતથી, જરૂર બનાવી શકુછઉ. રાજાએ કહયું કે તું
એને અસલ રૂપે બનાવેતો, મોટો ઉપકાર માનીસ; અને આપણો વ
જીર તેને બનાવી, તારી સાથે લગન કરી આપીશ. રાજ કુંવરીના લ
ગન, તેની સાથે થવાની ઉમેદથી, કહયું કે ઘણું સારૂં. એટલું કહી મ
લકા હસન, પોતાના ઓરડામાં ગઈ, ત્યાંથી એક નેતર લાવી; જેની ઉ
પર ઇબરી અક્ષરે લખેલું હતું. તેણે આવતાજ કહયું કે, સર્વે તમો
એક બાજુએ, સંભાળથી સંતાઇ બેસો; તે વખતે જનાનખાનું, ઘરમાં
મોકલી; હમે ત્રણે જણા એક ગ્યાલેરીમાં બેઠા. એટલે તેની ચારે બાજુએ
કુંડાળું કરી, કેટલાક ઇબરી અને અજાએબ, શબ્દો તે બોલવા લાગી.
જ્યારે તે મંત્ર ભણી રહી, અને તેના વિચાર પ્રમાણે, કુંડાળાની મજબુ
તી થઈ; ત્યારે ત્યાંહ બેસીં, કુરાન પડવા લાગી. તેટલામાં ચારે બાજુએ,
ગડગડાટ ભડભડાટ, થઈ અંધારૂં થયું. જેવી રીતે પ્રળય થાયછે; તે
વા ભયંકર ચિન્હો દેખાવા લાગ્યા. તે ઘભરાટ જોઇ હમે ધ્રુજવા લા
ગ્યા. તેટલામાં ઇબલીસનો છોકરો, મોટો વિક્રાળ અને ભયંકર, સિંહ બ

નીને પ્રગટ થયો. તે વખતે રાજ કુંવરી, ઉભી થઇ તેને કેહેવા લાગી, ઓ કૂકરમી તને લાયેક હતું કે, મહારી સાંમે આવી, વિનતી કરવી જોઇએ; તેને બદલે મને બીહવડાવવા, એવું ભયંકર રૂપ, ધરી તું આવ્યો; તેથી મોટી લુચાઇ તે કરી. સિંહે જવાબ આપ્યો કે, રાખસો અને માણસો વચ્ચે શખ્ત સોગન સાથે, કોલ કરાર થયેલા હતા, કે કોઇએ એક બીજાને દુ:ખ નહી આપવું; તે કબુલાત તેજ તોડીછે. રાજ કુંવરીએ કહ્યું, ઓ કપટી રૂપે રાખસ, તે કબુલાત તેજ તોડીછે; માટે તેની શીક્ષા તને થવી જોઇએ; તેથી સારા નરસા થોડાક શબ્દો, હું તને કહુચ. સિંહે કહ્યું કે મને અહિં; આવવાની મેહન્ત તારી, લુંચાઇએ આપી; એટલું તેણે કહી આગળ, પાછળ થતા પોતાનું મોહ, ઉઘાડી રાજ કુંવરીને, ગળી જવા ધસ્યો; પણ તે અતિશે બુધ્ધિવાન, અને ચાલાક છોકરી હતી, તેથી ઝડપથી પાછળી તરફ કુદીને, પોતાના માથાનો, એક વાળ ટોડી, તે ઉપર બેચાર શબ્દો જાદૂના ભણી, એટલે તેની તરવાર બની, તેજ વખતે તેનો જોરથી ઝટકો મારયો, તે લાગતાજ સિંહના બેકટકા થયા, તે થતાજ પાછલો ભાગ ગુમ થઇ ગયો; પણ તેનું માથુ જીવતું રહીયું, તેને મારવાને રાજ કુંવરી, દોડી તેટલાંમાં વિચછુ થઇ પડયો. તેજ વખતે રાજ કુંવરી, સર્પ બની બેહુ લડવા લાગ્યા, લડાઇ થતા સર્પ સાંમે વિચ્છુ ટકી નહી શકયો, ત્યારે ગરૂડ થઇ તે ઉડવા લાગ્યો. તેજ વખતે રાજ કુંવરી, કાળો ગરૂડ થઇ, તેની પાછળ દોડી. તે એટલા સુધી ઉડયા કે, તે બેહું હમારી નજરેથી ગુમ થઇ ગયા. થોડી વારે હમારી સાંમેની જમીન એકાએક ફાટી, તેમાંથી એક સફેદ, અને બીજી, કાળી, બિલાડી મ્યાયું મ્યાયું પોકારતી નિકળી. બેહુંએ પોતપોતાના, પુછડા અને વાળ ઉભા કરી, મરતે ધાત લડવા લાગ્યા. લડતા લડતા કાળી બિલાડી, પોતાનું રૂપ બદલી, ઘાતકી વરૂ થયો; અને સફેદ બિલાડીની પાછળ લાગ્યો. એટલે તે કીડો થઇ નદીને કીનારે, દાડ

મનું એક ફળ ઝાડ ઉપરથી, ખરી પડેલું હતું; તેમાં જઈ તે ભરાયો; એટલે તે દાડમ વધવા લાગ્યું; તે એટલા સુધી વધ્યું કે, મોટા માંટ લાં જેવું થઈ, એટલું ઊંચે ઉડયું કે, સૂર્યજ દેવની લગભગ જઈ, આગળ વધતું અને પાછળ હટતું.

એવી રીતે અહિં તહિં ઉડતા, એકાએક જમીને પડી ફાટયું; તેના કેટલાક કટકા થયા. તે વખતે વરૂનો તૂર્ત મુરઘો થઇ, દાડમના દાણા, વિણી વિણીને ખાવા લાગ્યો. અકેક દાણો તાકીદે ગળતા' સર્વે દાણા જયારે તે ખાઈ ચુકો, ત્યારે પાંખો ઊંચી કરી, હમારી તરફ આવ્યો, અને મોટા શબ્દે પોકાર કીધો, તેનો અર્થ એવો હસે કે, તે હમને પુછતો હતો કે, કોઈ દાણો બાકીતો નથી રહયો. તેવી રીતે પોકારતા ચારે બાજુએ, શોધ કરવા દોડતો ફરતો હતો. ભાયેગ જોગે નદીને કીનારે, એક દાણો પડેલો જોયો; તેની પાછળ જયારે તે દોડયો, એટલે તે ઉડીને નદીમાં જઇ, નહાની માછલી થયો. તેજ વખતે નદીમાં તે મર્ઘો, કુદી માછલી ખાવાને દોડયો. નદીમાં બે ઘડી સુધી, મર્ઘો અને માછલી લડયા; પણ તેનો વૃતાંત હમોને, કંઈ ન જણાયો; કે તે બેહુંનું શુ થયું. થોડીવાર પછી ભયાનક શબ્દ, તેના કળકળાટનો સાંભળ્યો, તેથી ઘભરાટમાં હમે પડયા. તે પછી રાખસ અને રાજ કુંવરી બેહુંને, જોયાતો પોતાના રૂપે, અગ્નિ બન્યા; અને તે પોત પોતાના મોહમાંથી, અગ્નિનો ભભૂકો કાઢી, એક બીજાના મોહ ઉપર ફુકી, પોતાની ચઢાઈ કર્તા હતા. તે એટલા સુધી તેવોએ તેમ કીધુ કે, અગ્નિના ભભૂકાથી; સર્વે જગ્યા ઘેરાઇ ગઈ, તે દેખાવ જોઈ, હમે સર્વે ધ્રુજવા લાગ્યા કે, આ આગ્નિના ભભૂકાથી, આખું રાજ બળીં ન જાય. એટલામાં તો તે રાખસ, રાજ કુંવરીની સાંમે લઢતા, હટીને હમારી પાસે આવ્યો, કે જયા હમે બેઠા હતા. તે આવતાજ પોતાના મોહમાંથી, અગ્નિ હમારી તરફ ફુક

વા લાગ્યો. તેની ઉમેદ એવી હતી કે, સર્વેને બાળીને ભસ્મ કરે.
એટલામાં રાજ કુંવરી, હમારી તરફ દોડી આવી, અને હમારો બંચાવ
કરી, ત્યાથી તેને દૂર કીધો. તેટલામાં તો રાજાનો ચેહેરો ભુંજાઇ ગયો;
અને જનાનખાનાનો, રખેવાળ બળીને ભસ્મ થયો; તે વખતે એક ચિં
ગારી, ઉડીને મહારી ડાબી આંખમાં, પડતાજ કાણો થયો. રાજાની કું
વરી, અતિશે મેહનતમાં પડવાથી, અને હું કાણો થવાથી, ઘણોજ દુઃખી
થતો. એટલામાં જેજેકારનો શબ્દ સાંભળ્યો, અને રાખસ બળીને, રા
ખનો ઢગલો થયો. મલકા હશન, જયારે પાછી સ્ત્રિ રૂપે થઇ, ત્યારે
હમારી સાંમે આવીને, ન્હાના ચાકર પાસેથી, પાણી મંગાવ્યું; તે પાણી
ઉપર જાદૂનું કઇ મંત્ર ભણી, થોડું તેમાંથી મહારા ઉપર છાટયું; અને
કહયું કે જો તું જાદૂથી, વાંદરો બનેલો હોય, તો પોતાના અસલ રૂપે,
માણસ બનીજા. તેટલું તેનું સાંભળવા અગાઉ, મહારી ડાબી
આંખ ગઈ હતી, બાકી કોઈ રીતે, બીજી હાણી ન પોહોચતા,
અસલ રૂપે, રાજકુંવર બન્યો. જયારે માણસ રૂપે હું બન્યો, ત્યારે ઉ
મેદ કીધી કે, તે રાજકુંવરીનો, ઉપકાર માનું; તેની અગાઉ રાજાને,
તેણે કહયું, હવે મેં રાખસને મારયો, પણ તેની સાથે, મહારૂં કામ પુરૂ
થયું; કેમકે અગ્નિની લઢાઇથી, મહારૂ શરીર ભૂંજાઈ ગયું. હવે મહારૂ
શરીર, બોલતા બોલતા ભસ્મ થઈ જસે. જયારે મરઘી હું થઈ હતી,
તે વખતે દાડમના દાણા, સર્વે ખાતા એક દાણો, નદી કીનારે જઇ
પડીયો તે જો બાકી ન રેહેતે, તો કોઈ પ્રકારે મને, દુઃખ ન થતે.
તે રાખસ દાણામાં જઈ, ભરાઇ બેઠાથી મહારી સાથે, લડવાને તે
સમર્થ થયો. જયારે તે લડતા લડતા અગ્નિ થયો, ત્યારે હું પણ
અગ્નિ થઈ, તેની સાથે લડાઈ કીધી. તે વખતે આસમાનથી, જ
મીન સુંધી જયારે અગ્નિનો ભભૂકો પસરયો, ત્યારે રાખસે જાણ્યું કે,
જાદૂની વિદયામાં હું અધુરી છઉં; અને તે પુરોછે. જયારે બાળીને તે

ની રાખ મેં કીધી; તેટલામાં અગ્નિના ફુફાડાથી, હું પણ બચી શકી નથી. રાજાએ મલકા હશનનો, ધબરાટ સાંભળી, જવાબ આપ્યો કે, તમે પોતાના બાપનો, હેવાલ જુવો, તે હમણા જીવતોછે પણ, મહોડું, ભુજાઈ ગયુંછે; અને જનાનખાનાનો રખેવાળ, બળીને ભસ્મ થયો; તે સાથે જેનું જાદૂ તમે દૂર કીધું, તે ડાબી આંખે કાણો થયો. રાજાએ તેટલા વચન કહેયા, એટલે હું અને તે રડવા પીટવા, અને હોહા કરવા લાગ્યા; તેટલામાં રાજકુંવરીના શરીરે, બળતર થઈ તેનો પોકાર થતાજ, બળીને રાખનો ઢગલો થયો.

એટલી બીના શેહરજાદીએ, શેહરયારને કહી, ફરીને કહું કે; ઓ નામદાર બાદશાહ, તે વખતે બીજા ફકીરે, રડી હોહા કરી, જોબદાને કહ્યું કે, તે દુઃખ જે મહારા ઉપર આવેલું હતું, તેનો ખુલાસો કહી શક્તો નથી. મલકા હસનનું મુરદ્દુ જોઇ, પોતાના જીવને હું ધીકારવા લાગ્યો કે, જો હું વાંદરો અથવા કુતરો, જન્મ સુધી હોતતો, ઘણું સારૂ થતે; કેમકે રાજકુંવરી મરવાથી, રાજા ઇત્યાદિ અત્તિશે, સંતાપમાં પડયા ન હોત. તેવો એટલા સુધી, રડવા પીટવા લાગ્યા કે, બેસુદ્ધ થઇ પડયા. રાજા ઇત્યાદિનો દુઃખદાએક દેખાવ જોઈ, મને અત્તિશે ચિંતા ઉપજી કે, વખતે એવું ન બને કે, તેને બદલે પોતેજ મરી જાય. તેવાનો રડવા પીટવાનો દેખાવ, એવોતો ભયંકર બન્યો કે, જાણે દુનીઆની આખરી થતી હોય. રાજાની એવી દશ્યા જોઈ, તેના અમીર ઉમરાવ ચાકર નફરો, ઘણાક ઉપાય કરવાને દોડયા, તેથી સુદ્ધિમાં તે પાછો આવ્યો. ત્યારે સર્વે ખુલાસો, જાહેર મેં તેવાને કીધો; એટલે તેના ચાકરોએ તેને ઉપાડી, પોતાના ઓરડામાં લઈ ગયા. જયારે તે સમાચાર, આખા શેહેરમાં ફેલાયા, એટલે ચારે તરફથી, રડવા પીટવાનાજ, શબ્દો સાંભળાતો. તેવી રીતે સાત દિવસ સુધી, પોતાના ધર્મ પ્રમાણે, રડવું પીટવું અને કીરઆ થઈ; પછી રાખસની રાખને, પવનથી ઉડાવી ના

ખી; પણ રાજકુંવરીની રાખને, અમુલ કીમતી કપડાની, થેલીમાં ભરી; પોતાના બાગમાં દાટી, તે ઉપર મોટો મીનારો બંધાવ્યો. પોતાની છો કરીના શોક માટે, રાજા એક મહીના સુધી રોગી રહયો. જ્યારે તે સા જો થયો; તે વખતે મને બોલાવી તેણે કહયું કે, ઓ રાજકુંવર તારા આવવાથી, અનેક પ્રકારે દુઃખ અને શોક મને થયો. તે સાથે તારા કારણે, મહારી પ્યારી કુંવરી, બળીને રાખ થઇ; તેમજ જનાનખાનાનો, રખેવાળ પણ બળી મુવો. તે ઉપરાંત હું મરતા મરતા બચ્યો. તે સર્વે નુકસાન, તારા અભાગથી થયું; તેથી ખુલ્લી રીતે, તું અપશુ કન ભરેલાછે. તને જોઇ મહારૂં સર્વે, દુઃખ યાદ આવેછે; માટે અ હિંથી તુર્ત ચાલ્યો જા. અગર તું અહિં રેહેસે તો, મોતની સ જાએ પોહોચશે. એવી રીતે ગુસ્સાથી, રાજાએ હુકમ કીધો, તેનો જબાબ, હું આપી ન શક્યો; ત્યારે તુર્ત તેની સાંભેથી, ચાલતો થ યો. તે શેહરમાં જેને ઘેર જતો, ત્યાના રેહવાસી મને જીવથી, માર વાને પાછળ લાગતા; જ્યારે મહારો જીવ બચાવવાનો, ઉપાય ન રહયો, ત્યારે ત્યાહથી નિકળવા આગાઉ, પોતાના ભવા અને મુછો, તથા દાઢી મુડાવી, ફકીરી કપડા પેહેરી, અંધારી રાતે ચાલતો થ યો. જંગલમાં જ્યારે રખડતા, ખાવાના વાંધા પડવા લાગ્યા, ત્યારે પો તાના જન્મને, ભુડું ભલું કેહેતો કે, મોટી દલગીરી એજછે કે, મહારા બુ રાં ભાયેગથી, બે રાજકુંવરી જીવથી મરી ગઈ. તેવી રીતે ઘણાક દિવસ સુધી, શેહેસે શેહર અને દેશો દેશ, રખડયો; શેવટે વિચાર કીધો, કે, બગ દાદ શેહેરમાં જઈ, પોતાનું દુઃખ અને સંતાપ, રાજા હારૂન રસીદને જા ણ કરૂં. તે પ્રતાપી રાજા મહારૂ દુઃખ, સાંભળી જરૂર દયા કરશે; આ ને દુઃખથી છોડવશે. તે ઉમેદથી રખડતા રઝળતા, આજ સાંજે અ હિં આવ્યો, તે વેળા બે ફકીરનો કે, જણે પ્રથમ પોતાનો, ખુલા સો જાહેર કીધોછે, તેનો મેલાપ થયો. ઓ પરીવોની સરદાર, અહિં

આવવાનું કારણ, પ્રથમ ફકીરે જે કહ્યું; તેજ મતલબ મહારી હતી. જોબદાએ સર્વે બીના તેની સાંભળી, ત્યારે કહયુ કે, તારો ગુનાહ માફછે, તને ગમે ત્યાહ આવ્યોજા. તે વખતે તેણે ફરી, અરજ કરી કે બીજા બાઈબંધોનો ખુલાસો, સાંભળવાની ઉમેદ રાખુચ. જોબદાએ રજા આપવાથી, પ્રથમ ફકીર પાસે જઈ બેઠો. એટલે ત્રિજા ફકીરે પોતાનો ખુલાસો શરૂ કીધો.

## ત્રિજા ફકીરની વાત.

એો દયાવાન પરી, મહારો ખુલાસો અતિ વિચિત્રછે. આ બેહુ રાજપુત્રોની આંખતો, જુદા જુદા કારણે ફુટી; અને મહારીતો પોતાના ગુનાહ, અને કબુદ્ધિથી ફુટીછે. મહારૂ નામ આજબછે, અને મહાભાગ્યવાન, રાજાનો છોકરો છઉ. મહારો બાપ મરણ પામ્યો, ત્યારે રાજગાદીએ હું બેઠો; અને જે શેહેરમાં મહારા બાપે, રાજધાનીનું મથક કરેલું હતું, ત્યાહ જઈ રહયો. તે શેહેર નદિને કીનારે વસેલું હતું તેની સંભાળને માટે દોડસો, વહાણ તૈયાર રેહેતા હતા; અને પચાસ વહાણ મુખ્ય, વેપારને વાસ્તે રેહેતા હતા. તે સાથે કેટલાક વહાણ; નાચ રંગ, તમાસા અને નાટક, કરાવવાને રાખેલા હતા. તે દરેક વખતે સમુદ્રને કીનારે, લાગરેલા રેહેતા. તે રાજના વખાણવા જોગ, ઘણાક મોટા દ્વીપો ઉપર, મોટા શેહેરો વસેલા હતા. તેની રાજ ગાદી ઉપર, હું બેઠા પછી, સર્વે કામની પેહેલા, એવી મરજી થઈ કે, સર્વે શેહેરો અને દ્વીપો કે, જેનો આ રાજધાની સાથે, સંબંધછે; ત્યાહ જઈ નજરે જોવું; અને ત્યાહના રેહેવાસીવાને, મહારો બાપ મરવાથી, જેવો દીલગીર હોય; તેઓને દીલાસો અને ધીરજ આપુ. જેથી પોત પોતાના દેશ, સંબંધી કામો અને વેપારમાં, હુશીયાર થાય. એવી રીતે જયારે, મહારો વિચાર થયો,

ત્યારે એક મોટા, વહાણ ઉપર હું ચઢયો, અને લાહવ લશ્કર, ખોરાકી પોશાકી, અમુલ વસ્તુંના, દસ વહાણ સાથે, હમારા બંચાવ માટે લીધા. સર્વે વહાણો હંકારયા પછી, મને વહાણ ચલાવવાની, વિદ્યા શીખવાની ઉમેદ થઈ; ત્યારે વહાણ ચલાવતા, ચાલીસ દિવસ પૂરા થયા; ત્યાહ સુધી પવન સારો હતો. એકતાલીસમે દિવસે, જોરથી પવન ફુકાવા લાગ્યો; તેથી સર્વે વહાણો એવાતો, તોફાનમાં પડયા કે, જીવવાની આસ્યા હમે છોડી; પણ બીજે દિવસે સવાર થતાજ, પવનનો જોર નર્મ પડયો. એટલે ઘેરાયેલું આસ્માન ખુલ્યું, ત્યારે સૂરજ નિકળ્યો. તે વખતે હમે ખુશી થયા, કે કોઇ દ્વીપનો કીનારો, નજરે પડેતો ઉતારો કરીએ; કેમકે ખોરાકી અને પાણી ખુટવાથી, હમોને બે દિવસનો કડાકો હતો. જે શેહેર તરફ હમારે જવું હતું, તે દસ દિવસનો રસ્તો બાકી, રહેલો ધારતા હતા; પણ તેમાં હમારી ભુલ હતી, કારણ કે તોફાનમાં પડયાથી, રસ્તો હમે ભૂલ્યા હતા. તે તોફાની પવનથી, અંધારામાં વહાણો ઘસડાઈ ગયા. સૂરજનો પ્રકાસ થવાથી, એક માણસને, ડોલ ઉપર ચઢાવી, નાખુદાએ કહયું કે, દિશાવોને ઓળખ. તેણે ચારે તરફ પ્રથમ અખુટ પાણી, અને ઉપર આકાસ દીઠું, પણ ડાબી બાજુએ દૂરબીનથી; લાંબે જોતા કઇક, કળાસ નજરે પડી. તે સમાચાર નાખુદાને તેણે જણાવ્યો, એટલે તેનો ચેહેરો બદલાઈ ગયો. તેજ વખતે તેણે, પોતાની પાઘડી પછાડી, ને માથું પીટવા લાગયો; અને મને કહયું કે, ઓ રાજા આપણી, હવે આખર આવી, આ બલાથી આપણે, નહી બંચીએ. તેમ બંચવાનો ઉપાય નથી. એટલું કહેતા નાખુદો, મોટા પોકારે, રડવા પીટવા લાગ્યો કે, જાણે કોઈ ઉપરા ઉપરી, તેને જખમો કરી, જીવથી મારી નાખતું હોય. તે દેખાવ જોઈ વહાણના, સર્વે માણસો રડાપીટામાં પડયા. નાખુદાને તૂર્ત મેં પુછયું કે, એટલો પોકાર કરેછે, તેનું કારણતો બતાવ; ત્યારે તેણે જવાબ આપો કે, તોફાને એવી આફતમાં, વહાણ નાખ્યુંછે કે,

આવતી કાલે બપોરે, લોહોચુંબક પહાડ; આપણા વહાણને ખેંચી લેશે ? તે વખતે મને હસવું આવ્યું કે, નાખોદાની બસીતો ગઈ નહશે ? જે થી એવી રીતે બકેછે. પહાડો વહાણોને વરી ખેંચતા હશે ? ફરી તેને મેં કહયું કે, પહાડ શ્યા માટે ખેંચી લેશે. તેણે જવાબ આપ્યો કે, વહાણને લોહોડાના ખીલા, અને બીજી વસ્તું, વળગેલી હોયછે; તેથી તે પોતાની તરફ ખેંચી લેછે. તેનો જ્યારે ખુલાસો મેં પુછયો, ત્યારે તેણે કહયું કે, તે પહાડમાં એટલીતો, સામર્થ હોયછે કે, લોઢાને દૂરથી ખેંચીને, પોતા ની સાથે વલગાવી દેછે. તેનુ ખેંચાણુ થતા વહાણના, ખીલા અને સર્વે લોઢા કામ, પાટીઆમાંથી છુટું પડી, તેની સાથે ચોહોટી બેસ્સે. એટલુંજ નહી પણ, વહાણના કટકા થઈ, સર્વે જણસો અને માણસો, ડુંબી જશે. નાખુદાનું રડવું પીટવું, અને તેનો વિચાર સાંભળી, અજાયેબ હું થયો કે; એટલું મોટું વહાણ શુ ખેંચાઈ જશે; અને તેનું લોઢું પહાડ સાથે, ચો હોટી બેસ્સે. એવી રીતે શ્યા માટે બને, તે પહાડના આપણે શુ દેવાદાર છેએકે, આપણી માલ મીલકત ખેંચી લેશે. નાખુદાએ ફરી મને સમજા વ્યું કે, વહાણુ ચલાવતા હું ધરડો થયો, તમે જુવાનછો તે સાથે રાજના બળથી; મને બેવકુફ બનાવોચ, પણ તેવી રીતે એ સમુદ્રમાંથી, સેંકડો વ હાણો ખેંચાઈ ગયા; અને તેના નિચેથી ઉપર સુધીના, ખીલા ચોહોટી બ ડાછે; તેજ કારણે તે પહાડ દિવસે દિવસ, વધારે કાળા રંગે થાયછે. તેણે બીજુ કહયું કે, તે પહાડ ઘણો ઊંચો અને ધળતોછે; તેની ટોચ ઉપર એક થાંબલો પીળા પાયા ઉપર ઉભોછે; તેની ઉપર પીતળનો ઘોડો, અને તે ઉપર પીતળની, મુર્તી અશ્વાર થયેલીછે. તેની છાતી ઉપર સીસા ની, પટી લટકતી બાંધેલીછે; તેમાં જાદૂના કેટલાક; અક્ષરે કોતરેલા છે. તે વિશે ઘણા લોકો કેહેછે કે, તેજ મુરતિ, વહાણો અને માણસોનો નાશ કર્તાછે. એટલું કહી ફરી તે; રડવા પીટવા લાગ્યો, તેથી મને પણ વિશ્વાસ આવ્યો, કે મહારૂં આયુશ આવી રેહેલું હશે ? માટે મહારૂ મોત

અહિં લાવ્યું છે. તે સાથે જોરથી પવન વહાણને, પહાડ તરફ લઇ જ તો હતો. તે વેળાએ પાછું ફેરવવાનું, દરેક માણસને સુજ નહી પડ તા, ધભરાટમાં પોતાનો બંચાવ, કરવાને વિચારમાં પડયા કે, કોઇ રી તે પોતાનો પ્રાણ બંચાવે. તે વખતે એક બીજામાં કહેતા હતા કે, આ ધણામાંથી કોઇ પણ, સર્વેનો જીવ બંચાવે, તે રાજા થાય. શેવટે બીજે દિવસે હમારૂં વહાણ, તે કાળા પહાડની સાંમે, જઇ પોહોતું; પણ જે ઉપાય હમે ધારયો હતો; તે ભુલી ગયા. તેવી રીતે બે પોહોર વહી ગયા, એટલે આગાઉથી નાખુદાએ, ચેતવણી આપી હતી, તેમજ થયું. તે પ હાડે વહાણને એવા તો બળે એંચ્યું કે, સર્વે લોઢાની જણસો, જે વહાણ માં હતી તે એંચાઈને, પહાડે જઇ વળગી. પાટીઆ ઇત્યાદિક, લાકડ કામ ભાંગવાથી, મોટો કંડાકો થયો. તેટલામાં વહાણ ભાંગીને, કટકે કટ કા થયું. તેમાંથી સર્વે એવી રીતે પડયા કે, તે પડતાજ ડૂબી ગયા; અ ને કોઇ જણસ કે, માણસનો પત્તો ન લાગ્યો; પણ પરમેશ્વરે મહારા ઉપ ર દયા કરી કે, સર્વેમાંથી હું એખલો જીવતો રહયો. સારા ભાગ્યે મહા રા હાથમાં, લાકડાનો કટકો મળ્યો, તે ઉપર તરવાથી તેજ પહાડ તરફ, જીવતો જાગતો જઈ પોહોતો. ત્યા જઇ જોવું તો, માણસના પગલા, અને ઉપર ચઢવાને, ખાંચા પડેલા હતા. તે પગલાની નિસાનો જો ઇ, અત્તિશે ખુશી થયો, પણ તે સિવાય ડાબી, બાજુએ મોટી ખાઈ • હતી, તે તરફ પગલું ખસેતો, જીવથી ન બંચે; તે વખતે પરમેશ્વરનો ઉપકાર માની, તેનું નામ લેતો પહાડ ઉપર હું ચઢવા લાગ્યો; પણ તે રસ્તો ઘણોજ સાંકડો હતો, તે સાથે એવાતો જોરથી, પવન ફુકાતો કે, મ ને ખાઈ તરફ એંચી જતો હતો. શેવટે ખુશી સાથે, પહાડ ઉપર ચઢયો, જ્યારે થાંભળા પાસે ગયો, તો તેની નિચે ભોયરૂં હતું; તેમાં જઇ પરમે શ્વરનો ઉપકાર માન્યો કે, તેની કૃપાથી અહિં સુધી આવ્યો. જ્યારે રાત થઇ ત્યારે ત્યાજ હું સુતો, પાછલી રાત ગઈ, એટલે સ્વપનું થયું;

તેમાં અતિશે વૃધ્ધ પુરૂષ, આવી મને કેહેવા લાગો કે, એ અજાબ જયારે તું જાગે, ત્યારે તારા પગ પાસેની, જમીન મેહેનત કરી ખોદજે, ત્યાહથી પીતળનું એક ધનુષ, અને સીસાના ત્રણ તીર, ડાટેલા મળશે. તે કાઢી ઘોડા ઉપર બેઠેલા, પીતળના પુતળાને, ત્રણે તીર મારેથી, તે મૂર્તી સમુદ્રમાં જઇ પડશે. જયારે તેનો અશ્વાર ઉડી જસે, એટલે તેનો પીતળનો ઘોડો, તૂર્ત તારા પગ પાસે આવી પડશે. તે ઘોડો અને અશ્વાર પડેથી, જે ખાડામાંથી, તીર કાંમઠા તને મલ્યા, તે ખાડામાં ઘોડાને ડાટજે. જયારે તેટલું કામ પુરૂ થશે, ત્યારે સમુદ્રમાં તોફાન, એવું તો ઉઠશે કે, થાંભલા સુધી, પાણી ચઢશે. સમુદ્ર અતિશે ઉભરાશે, ત્યારે તેમાં નહાનો, એક મછવો તારી તરફ, કીનારે આવશે; તેને ચલાવનાર પીતળની, એક મૂર્તી હશે. તે મછવાને જોતાજ, તેમાં તું તાકીદે, ચઢી બેસજે; એટલે આ સમુદ્રમાંથી, બીજા સમુદ્રમાં, દસ દિવસમાં, તને તે પોહોચાડશે. ત્યાથી પોતાને દેશ જવાને, ઘણુંજ સેહેલ તને પડશે; પણ એટલું યાદ રાખજે કે, તેમાં બેઠા પછી, પરમેશ્વરનું નામ, નહી લેતો; અગરજો લેશેતો પસ્તાશે. એટલું સ્વપનું થઈ ચુકુ, એટલે મહારી આંખ, ઝડપથી ઉઘડી; અને જોવુંચતો સવાર થયું. તેથી અત્તિશે ખુશી હું થયો. તેજ વખતે પેલા, વૃધ્ધ પુરૂષના કહયા, પ્રમાણે જમીન ખોદીતો, ત્યાહથી ત્રણ તીર અને એક કાંમઠી મળી. તે કામઠાને તીરે જોડી, ખેંચીને મૂર્તિને, મારીતો ત્રિજા તીરે, તે ઉડીને સમુદ્રમાં, જઇ પડી, અને ઘોડો મહારા પગ પાસે, ટુંટી પડયો. ત્યારે જયાહથી તીર અને કાંમઠી મને મળી હતી, ત્યાહ તેને ડાટી મુકયો. તેટલે તો સમુદ્ર ઉભરાવા લાગ્યો, તે ઝડપથી થાંભલા સુધી, આવતાજ દૂરથી, મછવો આવતો જોયો, તેમાં પીતળની મૂતિ, એક બેઠેલી હતી. તે વખતે પરમેશ્વરનો, ઉપકાર મેં માન્યો, કે મને જે સ્વપનું થયું હતું; તે ખરૂં પડયું. તે મછવો કીનારે આવતો હતો, તેની અગાઉ તૈયાર થઈ હું ઉ

મો કે, ઝડપથી તેમાં ચઢી બેસું. જ્યારે નજીક તે આવ્યો, પણ પાણી જોરે, આગળ આવતો, અને પાછો હટતો. તે વખતે ઝડપથી, તેને પકડી ચઢી બેઠો; અને વૃદ્ધ પુરૂષના, કહેયા પ્રમાણે, પરમેશ્વરનું નામ લઈ લીધું; તે સાથે પોતાના મોઢેથી, કોઇ પણ શબ્દ, બહાર ન કાઢતો. પીતળની મૂર્તિએ, તાકીદે મછવો ચલાવી, નવ દિવસમાં, મોટી મુસાફરી કરી, તેમાં ઘણાક દ્વીપો, ડાબી તરફે જોઇ, ઘણોજ હું ખુશી થયો; અને ધારયું કે, તાકીદે હવે, આ દુઃખથી છૂટીસ. તેવી ખુશીમાં પરમેશ્વરનો, ઉપકાર માન્યો. તેટલું નામ લેતાજ, મછવો અને પીતળની, મૂર્તિ ડૂબી ગઈ; અને હું પાણીમાં, પડી તરવા લાગ્યો. તે દિવસે સાંજ સુધી, જે એક દ્વીપ પાસે હતો, તેની તરફ જવાને, ઘણી તાકીદ કીધી, પણ તેટલામાં રાત પડી, ત્યારે અંધારામાં, જાણાતું ન હતું; કે કહિં હું જાવુંચ. જોરથી તરતા, તેજ તરફ ગયો, પણ શેવટે થાકયો; ત્યારે હાથ પગ, હલાવવાની સામર્થ ન રહી; તેથી નિરાસ હું થયો. ત્યારે ફરી પરમેશ્વરને યાદ કીધી, તો ભાયેગ જોગે, વાયુંનો જોર વધ્યો, તેથી સમુદ્રમાં, મોટા મોટા મોજા, આવવા લાગ્યા, તે એકેક મોજો એવોતો, આવતો કે પહાડ જેવો; તેના બળે ઉપર નિચે થતા, એક મોજાએ ઉપાડી, કીનારા ઉપર મને ફેંકી દીધો. જ્યારે જમીને, મહારા પગ લાગ્યા, એટલે તૂર્ત ઉઠી દોડી ગયો; કેમકે બીજો મોજો, એવો આવેતો, ફરી મને સમુદ્રમાં, ઘસડી જાય. તે સમુદ્રમાંથી, સુકા ઉપર ગયો, ત્યારે પોતાના કપડા, નિચવી સુકાવીને, પાછા પેહેરયા. સમુદ્રની ધાસ્તીમાંથી, છુટયો ત્યારે પરમેશ્વરનો, ઉપકાર માન્યો. સવારના ભૂખ લાગી; તેથી અહિં તહિં, રખડવા લાગ્યો. આગળ ચાલતા કેટલાક, ફળો ભરેલા, ઝાડો મહારી નજરે પડયા; તે વખતે મેં વિચાર કીધો કે, આ જગ્યાએ, માણસની વસ્તી ન હશે. ? જો હોતતો એટલા ઝાડો ઉપર, ફળો લાગેલા ન રેહેત. તે ઝાડો ઉપરથી ફળો, પેટ ભરી ખાધા, અને

લાંબી નજર કીધીતો, રેતીનું રણ નજરે પડયું; ત્યારે ધારયું કે, આ જ ગ્યાએ, સમુદ્રનું પાણી; અગાઉ આવતું હતું; પણ હાલ બંધ થયે લું હશે.? સમુદ્રની આફતમાંથી, છુટવા પછી, જે ખુશી ઉપજી હતી, તે રેતીનું રણ જોવાથી, સર્વે ભૂલી ગયો; અને પોતાનો જી વનું રક્ષણ, પરમેશ્વરને સોપ્યું; કે હવે તેની જે મરજી હશે, તે થશે. તેવી રીતે વિચાર કર્તા, અને ચાલતા નહાનું એક, વહાણ મહારી નજરે પડયું, કે તેણે સર્વે સઢો ચઢાવી, તેજ કીનારે આવતું હતું. તે વિશે મને ખાત્રીં થઇ કે, તે એજ ટાપૂમાં આવી લંગર કરશે; તેનો વધારે વિચાર કર્તા સુજ્યું કે, તે મધ્યેના માણસો, લૂટારા કે માછીમાર, અથ વા વેરી કે મિત્ર હશે.? તે બીહકથી સંતાઇ રેહેવાને, મેં વાજબી ધાર યું. ત્યા ગુફા કે ઘર, સંતાઇ રેહેવાને ન હતું; તેથી મોટા ઝાડ ઉપર, ચઢી ગયો, અને ઉમેદ કીધી કે, તેના માણસોને જોવું; તે લોકો કોણછે. એવી ધાસ્તિમાં હતો, તેટલામાં તે વહાણ, કીનારે આવી લાંગ રયું. તેમાંથી દસ માણસો, પાવડા કોદાળી ઇત્યાદિ, જમીન ખોદવાના, હથિયારો લઇ નિકળ્યા, ત્યાર પછી તે દ્વીપની વચ્ચે આવ્યા, અને એક જગ્યાએ, જમીન ખોદવા લાગ્યા. તે એટલા સુધી ખોદયું કે, ત્યા એક દરવાજો જોયો. ત્યારે તેવો તે વહાણમાં જઇ, ખોરાકી પોશાકી, અનેક પ્રકારે ખાવા, પીવાની વસ્તુંવો, બિછાના ઇત્યાદિના, ગાથડા બાંધી પો તાના, માથે ચઢાવી લાવ્યા, અને ખોદેલી જમીનમાં ઉતરયા; તેથી હું સમઝયો કે, એની નિચે કોઇ મોટું, ભોયરૂ હશે.? તે વહાણમાં સર્વે માણ સો, પાછા ગયા અને, અન્તિ એક વૃધ્ધ પુરૂષ, તથા છોકરો કે, જે અ તિશે ખૂબશુરત, ચઉદ પંદર વર્ષની, ઊમરનો જણાતો હતો; તેને પોતા ની સાથે, લઈ આવ્યા; અને તેવો ભોયરામાં, સર્વે ઉતરયા; ત્યાહ જઇ તૂર્ત, પાછા ફરતી વખતે, તે દરવાજો બંધ કરી, ઉપરથી મંટોડું નાખી, બરોબર જમીન કરી; તે સર્વે માણસો, પાછા વહાણપર ચઢી ગયા; પણ

રૂપાળા છોકરાને, પાછો જતા, મેં ન જોયો; અને વહાણતો, જયાથી આવ્યું હતું, તે તરફ હંકારી ગયું. જયારે તે ઘણુંજ દૂર ગયું, અને કોઈ માણસ ન રહયું; તે વખતે મને વિચાર થયો કે, આ માણસો લૂટારા હશે, તેવોએ રૂપાળો છોકરો, કોઈ રાજાનો ચોરી લાવી, આ ભોયરામાં, સંતાડી મુકયો હશે. ? તેની બીહકથી, અત્તિશે ઘભરાટમાં પડયો, તેજ વખતે ઝાડ ઉપરથી, નીચે હું ઉતરયો; અને ત્યાથી નાસી જવાને, અહિં તહિં ભટકયો; પણ રસતો ન જડયાથી, ભોયરાની મંટોડી, ખીસાડી તો; તે દરવાજા ઉપર, બે હાથ લાંબો પોહોલો, પથર મુકેલો હતો. તે મોટી મેહેન્તે, ખસાડયોતો, દાદર મુકેલો જણાયો. તે દાદરેથી નિચે ઉતરયો, અને જોયુતો; મોટું ભોયરૂં નજરે પડયું; તેના ઓરડાવોને, ફર્શ બંધી હતી. તેના દીવાનખાનાને, ઉત્તમ પ્રકારે, સોનેરી મુલ્લમો, ચઢાવેલો હતો. તેની વચ્ચે સોનાનું, એક તખ્ત હતું; તે ઉપર રૂપાળો છોકરો, બેઠેલો જોયો. તેના ઉપર પંખો, પોતાની મેળે, કળથી ઝુંલતો, અને મીનબતી બળતી જોઈ; તે સાથે અનેક પ્રકારની, બોગકી પોશાકીની, વસ્તુંવો જયાહ, ત્યાહ ગોઠવેલી દેખાતી. તે ઉપરાંત ખોશબોદાર, અંતર ભરેલા કુંડા, તેની પ્રાસે રાખેલા હતા. તે છોકરો મને જોઇ, ઘભરાટમાં પડયો, ત્યારે તેને ધીરજ, આપવા મેં કહયું કે, ઓ પ્યારા રાજકુંવર, તમે મને હાવી, હાલતે જોવોચ, પણ હું રાજકુંવર છઉ; તેથી તમારે બીહવું નહી. તને દુઃખ દેવા, હું આવેલો નથી, તમે મોટા ભાયેગવાનછો કે, જીવતાજ તમોને, આ કબરમાં, કેટલાક માણસો, શ્યા માટે દાટી ગયા. તે દીલગીરી ભરેલો, દેખાવ જોઇ, તમારી મદતે અને, દુઃખમાંથી છોડાવવા, હું આવેલો છઉ. હવે કહે કે, આ ભોયરામાં, તને બંધ કરવાનું, કારણ શુછે. સર્વે બીના તારી મેં જોઇછે, પણ એટલી ખબર નથી કે, તું પોતાની મરજીથી, શ્યા માટે આ ભોયરામાં ડટાયો. મહારી વાત ઉપરથી, કઇક ધી

રજા તેને આવી, ત્યારે મને બેસવાને કહયું. તેની સાંભે જયારે, હું બે ઠો ત્યારે, એવી રીતે તેણે, આરંભ કીધું કે, ઓ રાજા મહારો ખુલાસો, નવાઇ જેવો સાંભળી, અતિશે અજાયેબ થશો. મહારો બાપ મોટો ઝવેરીછે, તેણે પોતાની મેહેન્ત, અને સદગુણથી, મોટી દોલત મેળવીછે. તે સાથે દેશો દેશ, તેની પેહેડીવોછે, તેમાં પોતાના ભાઇબંધો, મેતા મશુદી અને ચાકર, રાખેલાછે. તેવો પોત પોતાના, વહાણોમાં બેસી, દૂર દૂર દેશો, અને શેહેરોમાં ફરેછે; અને ત્યાહથી ઝવેરાત, ખરીદ કરી એક બીજા, શેહેરોમાં વેચેછે. તેથી મોટી દોલત મલીછે, તે ધન દોલત અને ઝવેરાત, હોવા છતા પણ, એકે છોકરો તેને ન હતો. એક રાતે તેને, સપનું થયું કે, મહારા ઘરમાં, છોકરો જનમ્યો; પણ તેની આયુશ ઘણી ટુંકીછે. જયારે તે જાગ્યો, ત્યારે ઘણોજ દીલગીર થયો, તે પછી કેટલાક, દિવસે મહારી માએ; તેને કહયું કે, મને ગર્ભ રહેલોછે; તેથી તંમારૂં સપનું ખરૂં થરશે. દિવસ જતા જયારે, નવ મહિના પુરા થયા; અને મહારો જન્મ થયો; ત્યારે સગા વહાલા, અને દોસ્ત મિત્રોમાં, મોટી ખુશી ઉત્તપન્ન થઇ; પણ મહારા બાપને, અગાઉ થયેલા સપનાની, બીના યાદ આવેથી, તે દીલગીર થતો. શેવટે જોતિષ જાણનારાવોને, પુછયું તેવોએ કહયું, આ બાળકને, ચઉદમે વરશે ઘાતછે. તેટલી ઘાત ટળી જાયતો, ઘણા વરશ સુધી, તે જીવશે. તે પછી તેવોએ કહયું કે, હમો એના ગ્રહો ઉપરથી, જાણીએચ કે, એક પીતળનો ઘોડેશ્વાર, જે લોહચુંબક પહાડ, ઉપર બેઠેલોછે. તેને કિસબનો છોકરો, અજબ રાજા પાડીને, સમુદ્રમાં નાખસે; તે પછી પચાસ દિવસમાં, તેજ રાજાના હાથે, એ છોકરો મરણ પામશે. તે વખતે મહારા બાપને, તો મરવા જેવું થયું, કેમકે તેને અગાઉ થયેલા, સપનાથી એકતો ધાસ્તી હતી, અને બીજી જોતિષ, જાણનારાવોથી, મહારી ઘાત સાંભળી; તેથી તેના ધભરાટમાં વધારો થયો. તે વેળા રાત દિવસ, મહારી સંભાળ ક

રવા માટે, મહારો બાપ, વિચાર કર્તો હતો; એવી રીતે દિવસો, વહી જ
તા હતા. જ્યારે ચઉદમું વરશ મને બેઠું; ત્યારે બીજે દિવસે જોતિષ,
જાણનારાવોએ, આવી અરજ કરી કે, આજે દસ દિવસ થયા, રાજા
અજબે, પીતળના ઘોડેશ્વારને કે, જેને માટે અગાઉ, તમોને જાહેર
કરેલુંછે; તે મૂર્તીને પહાડની, ટોંચ ઉપરથી, સમુદ્રમાં ફેકી દીધીછે. એ
ટલી હકીગત સાંભળી, મહારો બાપ અત્તિશે, ઘભરાટમાં પડયો. તે વ
ખતે તેણે ધારયું કે, કોઇ રીતે નરસ ગ્રહની, ઘાત છોકરાની દૂર થાય;
અને તે બંચે તેવો ઉપાય, સોધી કહાડું. તે પછી તેણે, મહારૂં મોત
ટાળવાને, આ દ્વીપમાં કે જ્યા, માણસજાત, કોઈ ન હોવાથી, ભોયરૂં
અગાઉથી કરાવ્યું હતું, કેમકે જ્યારે તે મૂર્તી પડે, ત્યારે પચાસ દિવસ
સુધી, આ ભોયરામાં મને સંતાડી મુકે. તેણે જ્યારે સાંભળ્યું કે, મૂર્તી પડ
યાને દસ દિવસ વહી ગયા, ત્યારે બાકીના, ચાલીસ દિવસ સુધી; મ
હારો જીવ, બંચાવવા માટે, અહિં લાવી રાખ્યોછે. તેટલી મુદત, પૂરી
થવા પછી, તેવો પાછા આવી, મને અહિંથી લઇ જશે. તેને વિશ્વાસ
છે કે, જ્યારે કોઇ માણસ, આવી શકતું નથી; ત્યારે રાજા અ
જબ, અહિં કયાહથી આવે. તેવોએ ધારયું કે, અહિં રાખ્યાથી, કોઈ પ
ણ માણસ, ચાલીસ દિવસ સુધી, મને નહી જોસે, તેમ હું પણ કોઇને,
નહી જોવું; તે છોકરો જયારે, પોતાનો ખુલાસો, કહી ચુકો; ત્યારે ભ
વિષ કેહેનાર, જોશીના બોલવા ઉપર, મને હસવું આવ્યું; કે આ નિ
ર્દોષ બાળકને, હું શ્યા માટે મારૂ. તે વખતે ઘણી ધીરજ, અને
દીલાસો આપવા, તેને મેં કહયું કે, તું ધાસ્તિ ન રાખ; જો પરમેશ્વ
રની દયા હશે તો, કોઈ પ્રકારે તને દુઃખ નહી થશે. તારી સંભાળ, ક
રવાને પરમેશ્વરે, મને અહિં મોકલ્યોછે. તેજ વાસ્તે મહારૂં, વહાણ ભા
ગ્યું, અને ડૂંબતા ડૂંબતા, તારી સંભાળ માટે, અહિં, હું આવ્યો. તેટ
લી મુદત સુધી, તને એખલો, હું નહી છોડું. જોશીવોએ પોતાની, મતલબ

સાંધવાને જુઠું સમઝાવ્યું, પણ અજબ રાજાની, તમે શુ ગુનેહ ગારી કરીછે કે, બીન ગુન્હા તમોને મારે. પરમેશ્વરની પૂર્ણ કૃપાથી, જ્યારે તેટલી મુદ ત, ક્ષેમ કુશળ પણે વહી જશે, અને તારો બાપ, પાછો અહિં આવશે, ત્યારે હું પણ તે વહાણે ચઢી, તારે દેશ આવીશ; તેપછી ત્યાહથી, પોતાના રાજમાં, હું જઇશ. એટલુજ નહી પણ, તારો ઉપકાર, કોઈ પણ દિવસે, નહી ભુલું. એવી રીતે તેની, ધાસ્તી મેં દૂર કીધી, પણ મહારૂ તથા, મ હારા બાપનું નામ, તેને ન કહયું, કેમકે તે મને ઓળખી, વધારે ધાસ્તી માં ન પડે; કે મહારો વેરી અહિં પણ, આવી પોહોતો. તેની દીલગીરી દૂર કરવાને, અનેક તરેહની વાતો, અને કથા કહી, તેને રાજી રાખતો; એટલુંજ નહી પણ, તે છોકરો અત્તિશે, બુદ્ધિવાન જણાતો. તેવી રીતે ગમત કર્તા, રાત થઇ ત્યારે, સાથે બેહું જમયા, પછી તપાસ કરી તો, ખાવા પીવાની, તરેહવાર જણસો, એટલીતો ત્યાહ ભરેલી હતી કે, મહારા સિવાય બીજા પરોણા આવે, તોપણ એકતાલીસ, દિવસ સુધી ખાતા ન ખુટે. હમે ખાઈ પીઈને, લાંબા વખત સુધી, ગપાટા હાકીને થાકયા, એટલે સુઈ રહયા. બીજે દિવસે, જ્યારે સવાર થયું, ત્યારે પાણીનો લોટો, તે છોકરા પાસે, હું લઈ ગયો, તેથી તેણે હાથ મોહોડું ધોઈ, અનેક પ્રકારે ફળ, અને મેવાં બેહું જણાએ, પેટ ભરી ખાધાં. તે પછી સેતરંજ અને ચોપટ, તેનો જીવ ખુશી, કરવાને રમવા લાગ્યા. રા ત થઇ ત્યારે, ખાઇ પીને પાછા; સુઈ રહયા. તે ભોયરામાં રાત દિવસ, બેહું જણા રહી ગમત કર્તા હતા, તેથી અત્તિશે પ્રીતિ, બેહુંમાં બંધાઇ; તે એટલા સુધી કે, તે છોકરાને, પોતાના જીવથી, વધારે પ્યારો, હું ગણ તો. તે વખતે વિચારયું કે, જોશીવોએ, તેના બાપને, જે કહયું હતું; તે જુઠું પડયું; તેને હું પ્યારો ગણુંચ, માટે વગર કારણે, શ્યા માટે મારૂં. તે વી રીતે ઓગણ ચાલીસ દિવસ, અત્તિશે આનંદમાં વહી ગયા, અને ચા લીસમે દિવસે, સવારે ઘણી ઉમેદથી, ખુશી થતા ઉઠયા. તે વખતે છોકરો,

કેહેવા લાગો કે, એ રાજા આજે, ચાલીસમો દિવસછે; પરમેશ્વરની પૂર્ણ કૃપા, અને તમારી મેહેરબાનીથી, હું જીવતો રહયોછઉ. એટલી મુદતમાં, તમે જે સેવા મહારી કરીછે, તે વિષે મોટો ઉપકાર, મહારો બાપ માનશે; અને તમારા રાજમાં ખુશી સાથે; પોહોચાડી આપશે. તે છોકરા એ ફરી મને કહયું કે, થોડું ગર્મ પાણી કરી, આપોતો હું નાહી, નવો પોશાક બદલી, તૈયાર થાવું. આજે મહારો બાપ, તેડવા મને આવશે. તેનું તેટલું સાંભળી, ખુશીથી ગર્મ, પાણી મેં કીધું, અને હમામખાનામાં, તેને લઇ જઈ, સારી રીતે ચોળી, મસળીને નહવડાવ્યો. જયારે બે હું જણા, જમી ખાઇ તૃપ્ત થયા; ત્યારે છોકરો પોતાના, બીછાને જઈ લેટયો. તે વખતે તેના શરીર ઉપર, જરીની શ્યાલ નાખી, એટલે તે ઘોરવા લાગ્યો. જયારે તે જાગ્યો, એટલે તેણે મને કહયું કે, એ રાજા આ વખતે, ખરબુજું ખાવાને, ઉમેદ થઇછે; સરસ એક ખરબુજુ, અને સાકર લાવો, તો હું ખાવું. તેજ વખતે હું ઉઠયો, અને ખરબુજાના, ઢગલામાંથી, ઘણું સરસ સોધીને, એક ચીનાઇ, રકાબીમાં મુકી, તેની પાસે લઈ ગયો; પણ તેને કાપવા, છરી મને ન જડી, ત્યારે તેને પુછયું કે, તે કહાછે. છોકરાએ, જવાબ આપ્યો કે, મહારા માથા તરફના, ગોખમાંછે. તે ગોખ ઉંચો હતો, તેમાંથી છરી લેવા, ટંગાઇને છરી લીધી; અને ત જવીજેથી, નિચે ઉતરતા, ભાયેગ જોગે, મહારો પગ, ખરબુચા અને સગે મરમરની, જમીનેથી સરકી પડયો; એટલે બેસુધ હું થઈ, ઝવેરીના છોકરા ઉપર; એવી રીતે પડયો કે, મહારા હાથમાની છરી, તેની છાતીમાં ગુસી ગઇ. ??? તેજ વખતે ઝવેરીનો, ખૂબસુરત છોકરો, મહારા હાથે મરણ પામ્યો. તેવો બનાવ બનતા, રડવા અને મોહોડું, તથા છાટી પીટવા હું લાગ્યો. તે સાથે પોતાના, કપડા ફાડી ફાડી, જમીને ઉભાથી, પછાડા ખાવા લાગ્યો. જયારે પછાડા ખાઈ, અને રડી પીટીને થાકયો, ત્યારે હું વિચાર કરવા લાગ્યો કે, મોટી દીલગીરીની વાત એછે કે, જુ

જ વખત બાકી રહયો હતો; તેટલી ઘાત ટાળવાને, ઝવેરીએ પોતાના છો કરાને, અહિં લાવી રાખેલો હતો; પણ હું અભાગ્યો, અગાઉથી ન સમ જયો. એટલુંજ નહી પણ, મહારી મુર્ખાઇ અને ઉનમત પણે, જાણી જોઇ, તેને મારવાને વેગી થઇ, અહિં આવી પોહોતો. ઓ જોશીવો તમા રો, જોશ ખરો હતો; પણ મહારી કબુદ્ધિથી, એ ખૂબસુરત બાળકનો, જીવ મેં લીધો. તેવી રીતે હજારો, બડબડાટ કરી, શેવટે મેં પોતાનું, મોહ આકાસ તરફ કીધું; અને બેહું હાથ ઊંચા કરી, કહયું કે ઓ સર્વેત્રના, પરમેશ્વર તું સર્વે કઇ જોયછે. આ પ્યારા છોકરાને, મેં જાણી જોઇ મારયો નથી, અગર તેને મારવાનો, અપરાધ જાણી જોઈ, મેં કીધો હોયતો, આજ વખતે મહારો જીવ તું લે. એવી રીતે લાંબા વખત સુધી, તે મુરદા ઉપર રડતો બેઠો. જ્યારે દિવસ, થોડો બાકી રહયો, ત્યારે મેં વિચાર કીધો કે, હવે એનો બાપ, આવતો હશે; તેની પાસે ખુલાસો શુ કરીશ. મોટી દીલગીરીની, વાત એટલીછે કે, મહારી સેવા, ચાકરી બરબાદ ગઇ; અને તેનો જીવ ગયો. તે સાથે ઉપકારને બદલે, તેનો અપરાધી હું થયો. હવે અહિં મને રેહેવું, લાયેક નથી, તેવી રીતે વિચાર, ઉપજવાથી તે મુરદાને, ત્યાહજ પડતું મુકી; બહાર નિકળી આવ્યો. બહાર આવી દરવાજો, બંધ કરવાને, મોટી સલ્યા મુંકી; મંટોડી નાખી, જમીન બરોબર કીધી. ત્યાહથી નિકળી, સમુદ્ર તરફ નજર કરીતો, શુ જોવુંચ કે, તેજ વહાણ સર્વે સડો, ચઢાવી ઝપાટાથી, ચાલ્યું આવેછે. તેને જોઇ મને અત્તિશે, ધ્રભરાટ થયો કે, જો અહિં રહીસતો, જ્યારે તે વૃદધ પુરૂષ, પોતાના છોકરાને, મુવેલો જોસે; તેજ વખતે, પોતાના ચાકરોની, મારફતે મને મરાવી નાંખશે; તેમ તેના માણસો, જ્યારે સાચું પુછસે, ત્યારે જુઠું તો હું બોલનાર નથી; ત્યારે જીવવાની આશ્યા, શ્યાની રેહે. તેથી બેહેતર એજછે કે, પોતાનો જીવ બંચાવવાને, તેનાથી દૂર રેહેવું. તેટલો વિચાર કર્તા, વહાણ નજીક આવી પોહોતું; એટલે

નાહાસવાની, ફુરસદ ન રેહેવાથી, ભોયરા પાસે, ઘણું મોટું, ઝાડ એક હતું; તે ઉપર ચઢી, એવી રીતે, હું સંતાયો કે, તે સર્વેને સારી રીતે, હું જોવું, અને તેની વાતો સાંભળું, પણ તેવો મને, કોઇ જોઇ ન સકે. તે વહાણે તૂર્તજ, કીનારે આવી, લંગર કીધું, તેમાંથી બુઢો ઝવેરી, તેના સોબતી, અને સર્વે ચાકરો, ઉતરી ભોયરા પાસે, ખુશી થતા આવ્યા; પણ જ્યારે તેવોએ, ત્યાહની મંટોડી, પોચી જોઈ; ત્યારે તેવોનો ચેહેરો, બદલાઇ ગયો. એટલુંજ નહી પણ, બુઢા ઝવેરીનો, ચેહેરો બદલાતા, હાથે પગે, લુલો થઇ પડયો. તેવોએ જ્યારે, પથ્થરની લાદી, ખીસાડી દાદરે જઈ, છોકરાને બોલાવ્યો, તેનો જવાબ તેવોએ, નહી સાંભળવાથી, અતિશે સંતાપ કર્તા, ભોયરામાં ઉતરયા. ત્યાહ જઇ ચારે તરફ ફરી, તેની સોધ કરીતો, ખીછાના ઉપર તેને, મરણ પામેલો જોયો; એટલુંજ નહી પણ, છરી તેની છાતીમાં, ધુસેલી હતી. તેની છાતીમાંથી, છરી ખેંચી લેવાનું, રડાપીટામાં મને યાદ ન રહયું. શેવટે છોકરાને, મુવેલો જોઇ, સર્વે તેના ગુણ સંભારીને, રડવા પીટવા લાગ્યા. તેવોને રડતા પીટતા સાંભળી, હું પણ રડવા લાગ્યો; તે વખતે બુઢા ઝવેરીએ, એવો તો રડાપીટો કીધો કે, પક્ષીવોની આંખેથી, આસુની ધારા, વરશવા લાગી. તે પોતાના છોકરાનું, મુરદુ જોઇ બેસુધ્ધ થઈ પડયો; ત્યારે તેને ઉપાડી, ભોયરામાંથી, ઉપર લાવી; ખુલ્લી હવામાં, બેસાડયો કે, જે ઝાડ ઉપર, હું સંતાઈ બેઠો હતો. તેની નિચે તે વૃદધ ઝવેરી, જ્યારે સુધિમાં આવ્યો, ત્યારે એમજ કેહેતો કે, અરે બાળકા, તારૂં મોહોત, ટાળવાને ભયંકર, ટાપુમાં હજારો ખરચી, ભોયરૂં કરીને, તને તેમાં રાખ્યો કે, જ્યાહ માણસનું બુદ નહી, તેવા ભોયરામાં, રાખવા છતા પણ, તું મર્ણ પામ્યો. એવી રીતે સેંકડો, વિલાપ કરીને, રડતો અને પીટતો હતો. તેટલામાં ભોયરામાંથી, છોકરાનું મુરદુ, ચાકરો બહાર કાઢી લાવ્યા. તેને જ્યારે નહવડાવી, નવો પોશાક પેહરાવી, જમીનમાં સુવાડયો.

તે વખતે બુઢો ઝવેરી, ઘણુંજ રડતો હતો, તેને છોકરાની, કબર પાસે લઇ જઈ; તેને હાથે કબરમાં પ્રથમ, ત્રણ વખતે, મટોડી નખાવી; પછી સર્વે તેના ચાકરો, મંડી પડયા કે, બોલતા બોલતા, કબર ભરીને, જમીન બરોબર કીધી. ત્યાર પછી ભોયરામાંથી, ખોરાકી પોશાકી ની, સર્વે વસ્તું બાકી હતી, તે વહાણે ચઢાવી, પોતાના દેશ ગયા. જ્યારે તે વહાણ, મહારી નજરેથી, અલોપ થયું, ત્યારે હું નિચે ઉ તર્યો, અને ત્યાહ એખલો, રેહેવાથી તેજ ભોયરામાં, રાત્રે જઈ સુઈ રહે તો. દર રોજ સવારે ઉઠી, તે દ્વીપમાંથી, કોઇ પણ માર્ગ, સોધવાને, અહિંથી તહી, ભાટકતો. જ્યારે ભૂખ લાગે, ત્યારે ઝાડના ફળ, તથા ધાંત્રા, ઇત્યાદિ ખાઈને, દિવસ ગુજારતો હતો. તેવી રીતે સંતાપ કર્તો, એક મહીનો વહી ગયો, પણ રસ્તો કોઈ ન જડયો કે, ચાલ્યો જાવું. શેવટે સમુદ્રનું પાણી, ત્યાહથી ઓછુ થઈ, તે ટાપુ ઉઘાડો, પડવા લા ગ્યો, એવી રીતે હલવે હલવે થતા, તેનું પાણી એટલું તો, સુકાઇ ગયું કે, જાણે એક નહાનું નાળું હોય, તે વખતેતો મહારા, પગની પોટલી સુધી રહીયું. જ્યારે સમુદ્ર સુકાઇ, તેની રેતી કીનારે, તણાઈ આવી; તે ઉપર ચાલતા, જાણે ગર્ક થઇ જતો; પણ મોટી મેહેન્તે, બેસતા ઉઠતા, જેમ તેમ સાંભેના, કીનારે જઈ પોહોતો. ત્યાહ ગયા પછી, પણ માણસની વસ્તિ ન જોઇ, ત્યારે અફસોસ કરતો, લંબાણ ચાલ્યો ગ યો. તે એટલા સુધી ગયો કે, દૂરથી એવી વસ્તું, એક દીઠી કે જાણે, આ ગનો મોટો ભભૂકો હોય. તે જોઈ અત્તિશે, ખુશી થયો; અને ધાર યું કે, એવી આગ પોતાની મેળે, સળગતી નથી; તેથી ત્યાહતો, જરૂર મા ણસો વસેલા હશે.? તે દેખાવે ચાલ્યો, જ્યારે તેની પાસે ગયો, ત્યારે જણાયું કે, તે આગનો ભભૂકો નહી પણ, તાંબાના પંત્રાનો, લાલ મેહે લ બનેલો હતો; તે ઉપર સૂરજના, કીરણો પડેથી, અગ્નિ જેવો દેખાતો. તેની પાસે જ્યારે ગયો, ત્યારે તો મહારા હાથ પગ, ગળી પડવા લા

ગયા; તેથી ત્યાંજ બેઠા. તે મેહેલ ઉપર નજર કરીતો, અજાયેબ થયો કે, એવો મોટો મેહેલ, કોણે બાંધ્યોહશે. ? તેનો હેવાલ, જાણવો જોઇએ. તેટલામાં દસ જુવાન, પુરૂષો મેહલમાંથી નિકળ્યા, પણ તે દસે ડાબી, આં ખે કાણા હતાં; તેની સાથે, એક વૃધ્ધ પુરૂષ, જે ઘણો લાંબો હતો, તે નું સ્વરૂપ પણ, ઘણુંજ સોભાવાન હતું. તેવોને જોતાજ, હું ઘણો અજાયેબ થયો કે, દસે જુવાન પુરૂષો, ડાબી આંખે કાણા થઇ, એક જગ્યાએ, કયાહથી એકઠા થયા હશે ? તેટલામાં સર્વે, મહારી પાસે તેવો, આવ્યા; અને ઘણા ખુશી થઇ, સલામ કરી પુછયુ કે, તમારૂં આવવું, કેવી રીતે થયુ. તેનો જવાબ, મેં આપ્યો કે, મહારો ખુલાસો, ઘણો લાં બોછે; તમારે સાંભળવાની, મરજી હોયતો, બેસો એટલે જાહેર ક રૂં. તેવો જ્યારે બેઠા, એટલે મુસાફરીએ, નિકળ્યા પછીનો, સર્વે ખુલાસો, મહારો કહી સંભલાવ્યો. તેવો સાંભળી, અત્તિશે અજાયેબ થયા, ત્યારે તેવો પોતાના, મેહલમાં મને લઇ ગયા. તેના લાંબા પોહો લા, ઓરડા મેં જોયા, તે ઉપરાંત એકાંત જગ્યામાં, ખાવા પીવાની વ સ્તુંઓ, એવીતો ભભકદાર, ગોઠવેલી હતી કે, તે જોતાજ, મહારૂ મન ખુશ થયું, તે મેહેલની એક બાજુએ, એક બંગલો ઘણો મોટો, અને ઉત્તમ દેખાવનો, ગોળાકાર હતો. તેના ઘેરાવામાં ફરતા, દસ મોટા ઓ રડા, લીલા રંગેલા જુદા જુદા, દસે જુવાનોને રેહેવાને, બનાવેલા હતા. તેની વચ્ચે વચ, એક કાળો ઓરડો હતો, તેની સાંમે થોડીક, ઉંચી બે ઠક જોઇ, તે ઉપર જેનું પ્રથમ, વર્ણન કીધુ હતું, તે વૃધ્ધ પુરૂષ બેઠો; અને દસે જુવાનો, પોત પોતાના, ઓરડામાં જઇ બેઠા. તેમાંથી એક જુવાને, મને કહયું કે, એ દોસ્ત, જે વચમાં, પાથરેલો ગલેચોછે; તે ઉ પર તું જઇ બેશ; પણ હરેક કામ સારૂ કે, નરસુ જે કંઇ હમે કરીએ, તેનો ખુલાસો તારે ન પુછવો. તે ઉપરાંત એટલું, પણ નહી પુછવું કે, તમારી ડાબી આંખ, કાણી કેમ થઇ. દરેક કામ હમારૂં જોઇ; ગુપ

ચુપ બેસવું. તે વૃધ્ધ પુરૂષ ત્યાહથી, કેટલીક ઘડીએ ઉઠયો, અને ખા વાની કેટલીક, જણસો લાવી; દસે કાણાવાને, સરખે ભાગે, વેહેચી આ પી; તેમજ એક ભાગ મને પણ આપ્યો. તે વખતે ઘણો ભુખ્યો, હું હતો તેથી, તૂર્ત ખાઈ ગયો. જ્યારે સર્વે જણ ખાઈ ચુકા, ત્યારે ઘર ડા કાકાએ, એકેક ગલાસ દારૂનું, ભરી સર્વેને આપ્યું. દારૂની લેહેર માં સર્વે આવ્યાથી, મહારો વૃતાત, ફરીથી સાંભળવાની, તેવોનને ઉમેદ થઈ. તે વખતે ફરીને, પ્રથમથી કહી સંભળાવ્યો, તે પછી લાંબા વખ ત સુધી, અહિં તહિંના ગપાટા, મારતા હતાં. જ્યારે રાત ઘણી ગઈ, ત્યારે એક જુવાને, બુઢાને કહયું કે, હવે હમારો સુવાનો, વખત થયોછે; હજુ સુધી હમારા, નિયમની જણસો, તમે લાવ્યા નહી. તેજ વખતે બુ ઢો ઉઠયો, અને એક મોટા ઓરડામાંથી, દસ થાળી લાવ્યો કે, તે ઉપર લીલા રંગની, કઠરોટ ઢાકેલી હતી. તે એકેક થાળી, દીપક સહીત, દ રેક જુવાન્યા પાસે મુકી. તેવોએ તે થાળીને ઉઘાડીતો, દરેકમાં કોયલાની સ્યાહી, રાખ અને મેશ હતી. તે દરેકને મેળવી, પોતાને મોહોડે ચો પડી, એટલે તેનું રૂપ, ભયાનક બન્યું. તેવો દેખાવ કરવા પછી, સર્વે પોત પોતાનું કપાળ, અને છાતી પીટી, રડવા કળકળવા લાગ્યા. તે ઉપરાંત પોતાનો પોશાક, ફાડીને ચીઠરે ચીઠરા કરતા, અને બોલતા કે, સર્વે તમે જુવો, હમારી કબુધ્ધિના ફળ. એવી રીતે, લાંબા વખત સુ ધી, રડતા પીટતા હતા. જ્યારે ચુપચુપ થયા, ત્યારે તેજ બુઢ્ઢ પુરૂષ ઉઠયો, અને પાણી ભરેલો લોટો, તથા પીકદાની દરેકની, પાસે લઈ ગયો. તેવો દરેકે હાથ મોહ ધોઈ, નવો પોશાક પેહેરી, પોત પોતાના ઓરડામાં, જઈ સુતા. તે દેખાવ જોઈ, અત્તિશે અધીરો, હું થયો, અને વારંવા ર, ઉમેદ ઉપજી કે, થયેલી કબુલાત તોડી, હેવાલ તેનો પુછું. તેવી રી તે ઉમેદ કર્તા, મહારા આગલા પાછલા, દુ:ખ યાદ આવેથી, પોતાના મનને, ઘણો અટકાવતો, પણ તે સ્થીર ન રેહેતા, વારંવાર ઉસકેરાતું. તે

વી રીતે સંતાપમાં, આખી રાત ઊંઘ ન આવી, અને તરફડતા તે વહી ગઈ. બીજે દિવસે જ્યારે, સર્વે ફરવાને બહાર નિકલ્યા, ત્યારે તેવોને મેં કહ્યું કે, ઓ મિત્રો તમો સર્વેને, બુદ્ધિવાન જાણુંચ; પણ રાતની તમારી ચાલ જોઈ, અતિશે દીલગીર છઉ કે, તેવું કામ મૂર્ખ સિવાય, બુદ્ધિવાનોનું ન હોય. તે દેખાવ જ્યારથી, મેં જોયોછે ત્યારથી, ઘભરાટમાં છઉ. તેનું કારણ તમોને પુછુચ, તો થયેલી કબુલાત તુટેછે; અગર નથી પુછતો, તો મહારાથી રેહવાતું નથી. તે વીશેનો ખુલાસો, મેહરબાની કરી કહો કે, પોતાનું મોહ તમે, શ્યા માટે કાળું કીધું; તે સાથે ડાબી આંખે કાણા, એકસરખા કેહેવી રીતે થયા. તેવોએ જવાબ આપ્યો કે, તેનું કારણ હમે, કહી શકતા નથી; અગર હમારી સાથે, તારે રેહવું હોયતો, એ ભેદની પાછળ, ન લાગ. તે આખો દિવસ, ગમતમાં વહી ગયો; અને રાત્રે જુદા જુદા, પાછા જમ્યા; એટલે તે વૃધ્ધ પુરૂષે, અગાઉની રીતે, થાળીયો લાવીને, તેવોની સાંભે મુકી. તેજ વખતે, જુવાનીઆવોએ, પોતાના નિયમ પ્રમાણે, પોતાના મોહડા કાળા કરી, જુદાઈનો રડાપીટો કીધો. તે દેખાવ, બીજી વખતે જોઈ, ઘણોજ અધીરો હું થયો, અને તેજ વખતે તેને કહ્યું, ઓ દોસ્તો એ ભાભદનો, ખુલાસો તમે બતાવો, અગર નહીતો, કોઈ રસ્તો એવો બતાવો કે, જેથી મહારા દેશમા, જઈ પોહોચું. એટલી ધીરજ, મને રહેતી નથી કે, અહિં રહી એવી દશ્યા તમારી જોવું. તે સાથે તેનું કારણ પણ, હું ન જાણું. તેટલું જુવાન્યાવો, સાંભળી ચુપ ચુપ બેઠા, પણ એક જણ, તેમાંથી બોલી ઉઠયો કે, હમારો દેખાવ જોઈ, એટલો ન ઘભરા. તારૂં ભલુ થવા, અને દોસ્તિ કાયેમ, રેહવાના કારણેજ, હમારો ભેદ નથી બોલતા; કેમકે તેમાંથી, એવું ન બને કે, તારી પણ તેવીજ, અવસ્થા થાય. તું જો એવી ઉમેદ, રાખતો હોય કે; હમારી કબુદ્ધિના ફળ, તને જાણવા હોયતો, કહે એટલે તેનો ઉપાય, હમે કરીએ. તે વખતે મેં કહ્યું, તેમાં

હુ સંધે, જ્યારે તે જાણવાની ઉમેદછે, ત્યારે મેહેરબાની તરીકે, કેહેવું જોઇએ. તે જુવાને કહયું, ઓ દોસ્ત તને હમે ફરી, કહીએચ કે, હમારો ભેદ સાંભળવાનો, પીછો છોડ; તેમાંથી તને જરૂર નુકસાન થશે. એટલુંજ નહી પણ, હમારા જેવો, તું પણ થશે. તેનો ઉપદેશ, નહી સાંભળતા, ફરી મેં હઠ પકડીને, કહયું કે ઓ દોસ્તો, જે દુઃખ થશે, તે મને કબુલછે; તે વિશે તમોને, બદલામ નહી કરૂ. તે સાથે સમજીસ કે, મહારી કંબખ્તીથી થયું. તે પછી તેજ જુવાને, ફરી મને કહયું કે, હરેક કારણે, તારી આંખ જાય, અને પાછો અહિં આવશેતો, તે વખતે હમારી સાથે, રાખશુ નહી. કેમકે અહિં દસ માણસો, રેહવાની ફકત જગ્યાછે. તેટલા પોતાની કબુદ્ધિથી, ફસેલાછે. અગિયારમાંની જગ્યા નથી; તેટલું સર્વે તેનું, કબુલ કીધું; ત્યારે દસે, જુવાનોની ખાત્રી થઇ. તે વખતે તેવોએ, એક મેંઢો માર્યો, અને તેનું ચામડું કાઢયું. જે છરીથી તેનું ચામડું કાઢયું હતું, તે છરી મને આપી કહયું કે, એને સંભાળથી પાસે રાખ; એ તને કામ આવશે. તને આ ચામડામાં, સીવી જંગલમાં, હમણા મુકી આવશુ. તે પછી ઘણો મોટો પક્ષી, કે જેને ગરૂડ કહેછે, તે પોતાનો, ભક્ષ જાણી, અહિંથી ઝપેટો મારી; ઊંચે ઉડી જશે. તે ઉડયા પછી, એક પહાડની ટોંચ ઉપર, ઉતારી ખાવા તને તૈયાર થશે. તે વિશે અગાઉથી, તને ચેતાવીએચ કે, જે વખતે ભોય ઉપર, તને ઉતારે તેજ વખતે, આ છરીથી ચામડાનો કોથળો, ચીરી જલદીથી, બહાર નિકળજે. તે પક્ષી તને જીવતો જોઇ, તુર્ત ઉડી જશે; પણ લાંબો વખત, ત્યાહ ઓટી ન થતો; નિર્ભયે ચાલતો થજે. થોડે દૂર જવાથી, અત્તિશે સુંદર, અને કદી ન જોયેલો, એક મેહલ દેખાશે. તે નિચેથી ઉપર સુધી, સોનાનો અને તેની, મુખ્ય મુખ્ય જગ્યાએ; હીરા માણેક અને રત્નો, જડેલાછે. તેના દરવાજા જોસેતો, તે હમેશા ખુલ્લા રેહેછે. તે તરફ જતાજ, ખી

ન પ્રાપ્તિથી, મેહેલમાં ઘુસજે. હમે પોત પોતાની, પાળીએ તેમાં રહે લાછે; પણ જે કંઇ ત્યાહ, હમે જોયું હતું, તેનો વૃત્તાંત, તને કેહેતા નથી; અને જે દુઃખ આવી પડયું, તે કેહેવું તને લાયેક નથી. ત્યાહ નો ખુલાસો, પાછળથી, પોતાની મેલે, તને જણાશે; પણ એટલી બીના, કહીએચ કે, તું હમારી રીતે, કાણો થશે; એટલુંજ નહી પણ, હમેશા પસ્તાવો કરશે. હમારો ખુલાસો, અત્તિસે વખાણવા જોગછે. તે જો લખસેતો, મોટા મોટા પુસ્તકો, ભરાશે પણ તે જાહેર, કરી શકતા નથી. જયારે તે જુવાને, ભેદ ભરેલી બીના, એટલી કહી ચુકયો, ત્યારે તેની પાસેથી છરી લઇ, મેંઢાંનું ચામડું; મેં લપટયું, એટલે તેવોએ તેને, ચારે તરફથી, એવી રીતે સીવ્યું કે, મહારો સ્વાસ લેવાને, હરકત ન થાય. જયારે તેવોએ, કોથળો સીવ્યો, એટલે મને જંગલમાં, મુકી પોતાને મેહેલ, સર્વે ચાલ્યા ગયા. થોડી ઘડી ન ગઈ કે, ગરૂડ પક્ષી આવ્યો, અને મેંઢો મને સમજી, કુદયો અને પોતાના પંજામાં, કોથળો પકડી, તે પહાડની શિખર, ઉપર લઇ ગયો. જયારે મેં જોયું કે, તેણે મને ભોયે મુકયો, તેજ વખતે છરીએથી, તેનું ચામડું કાપી, બહાર નિકળી પડયો. મને જયારે, તેણે જીવતો જોયો, એટલે તૂર્ત, તે ઉડી ગયો. તે વખતે સોનાનો, મેહેલ જોવાની, ઉમેદમાં ત્યાહથી, ચાલવા લાગ્યો, તે બે પહોરે, જઇ પોહોતો. ત્યાહ જઈ જોયુંતો, કાણવોએ, કરેલા વખાણથી, પણ અતિશે, સુંદર દેખાયો. તેના દરવાજામાં ગયો, તો એક કીલ્લો, ચોખુણે અને ઘણો મોટો જોયો. તેમાં એક દરવાજો, સોનાનો અને બીજા સુખડ, તથા આબનુસના હતા. ત્યાહ ઘણીક, પાયરીવો હતી કે, જેથી ચઢીને, તેમાં જવાતું હતું. તેમાં એકસો દરવાજા હતા; ત્યાહ કેટલાક, જામદારખાના, કેટલાક બાગ બગીચા, ઈત્યાદિ હતા; તેમાં અસંખ્યાનું, દ્રવ્ય ભરેલું હતું. આગળ ચાલતા, મોટાં ચોકનો, દરવાજો જોયો, તેમાં જઈ જોયુંતો, ખૂબસુરત ચાળીસ, પરીચેહેરેની જુવાન, બૈરીવો તરેહ તરેહનો, અ

જરકાટ ભરેલા, પોશાક પેહેરીને, બેઠેલી જોઈ. ત્યાહ મને આવેલા
જોતાજ, તેવો સર્વે ઉઠીને ઉભી થઈ, અને મહારી સલામ, લેવાને બ
દલે, સર્વે ઘણી ખુશી થઈ, બોલી કે, આવો રાજકુંવર, ક્ષેમ કુશળ
તો છો; તેમાંથી એકે કહયું કે, હમે સર્વે તમારી, રાહા જોઈએચ. તે
સાથે પરમેશ્વરનો, ઉપકાર માનીએચ કે, હમે સર્વેની, જેવી ઉમેદ હતી,
તેવા ગુણના ભંડાર, તમે ધણે વરશે, હમને મળ્યા; હવે ખાત્રીછે કે,
આ જગ્યાએ તમે, ઘણા ખુશીથી રહેશો, તે સાથે કોઈ રીતે, હમે દી
લગીર તમોને નહી કરીએ. તેટલું બોલતા, મહારો હાથ પકડી, થોડેક
દૂર શણગારેલા, મોટા એક ઓરડામાં, તેવો સર્વે મને લઈ ગયા કે, જ
યાહ ઝવેરાત જડેલું, સિંહાસન હતું. તે ઉપર બેસવાને, પ્રથમ મને કહયું.
તે વખતે કેટલીક, આનાકાની મેં કીધી કે, એ જગ્યા દલીદ્ર, અવસ્થાના
હું, ગરીબને લાયેક નથી; પણ તેવો સર્વે મળીને, મને કહયું કે, ઓ
રાજકુંવર, તમોને દલીદ્ર કેમ કહિ . હમો સર્વે તમારી દાસી, તથા આગ્ના
પાળક છૈએ તેવોની એવા, ખુશામત જોઈ, મને એટલીતો ખુશી, અને
આનંદ ઉપજયો કે, રોટલાનો કટકો ન મળતો, તેને બદલે પરી જેવી,
ખાલાસ બૈરીવો, મળવાથી, તેનું વખાણ, કરી શકત્તો નથી. તે વખતની
ખુશીમાં, વિચાર કીધો કે, દૂનીઆમાં, એથી વધારે પદવી, કોઇને મળતી
ન હશે ? તેવી મને મળેથી, કેટલી ખુશી ઉપજવી જોઇએ. એક બૈરી ગર્મ
પાણી, પગ ધોવાને લાવી; બીજી ગુલાબ ઇત્યાદિક, સુગંધીનું પાણી, મ
હારા હાથ ઉપર, નાખવા લાગી. એકે ભભકદાર પોશાક, મને પેહેરાવ્યો.
એકે તરેહ તરેહનો, મીઠાઇ મેવો લાવી, મહારી સાંમે મુકયો. એકે રં
ગી બેરંગી, દારૂની સીશાહીઓ, લાવી. તેમાંથી ગલાસ ભરી ભરી,
મને પીવાડવા ઉભી; તેવો એવા ઉમંગથી, ખુશી થતા કે; જાણે તે
ના હાથમાં, આસ્માનનો ફરેશ્તો, આવેલો હોય. તેવોનો આવ ભાવ
જોઇ, અત્તિશે હું મોહી પડયો. તેવા સુખમાં પડેથી, મહારી આગા ઉ

ની હાલત ભુલી ગયો; અને પોતાને આખી, દૂનીયાનો રાજા સમજ તો. તેટલામાં જમવાનો, વખત થયો, ત્યારે સર્વેની સંગાથે, બેસીને તરે હ તરેહની, રસોઈ જમ્યો, અને દારૂ પીધો. જ્યારે ખાઇ પી રહયા, એટલે મહારી ચારે તરફ, સર્વે પૈરીઓ બેસી, પરદેશ નિકળવાનો, ખુ લાસો મને પુછયો. મહારૂ ચરિત્ર સાંભળવાની, તેઓની મરજી જોઇ, સર્વે વૃતાંત, કેહેવાને મેં આરંભ કીધું. તે એટલા સુધી, લંબાવ્યું કે, રાત થઈ. જ્યારે મહારો ખુલાસો; સર્વે કહી ચુકયો, ત્યારે કેટલાકે મને, દીલાસો આપવા, લંબાણ વાતો ચલાવી; અને કેટલીકે તે મેહેલ માં, રોશણી એવીતો કીધી કે, જાણે દિવસ ઉગવા લાગ્યો. તે મેહેલમાં બુદ્ધિબળે, એવી રીતે દીવા, સળગાવ્યા હતા કે, એકને સળગાવેથી, એકસો થતા. તે ચમતકાર જોઇ, હું ઘણો ખુશી થયો. તેટલામાં બી જીઓ, તરેહ તરેહની રસોઇ, થાળિયો ભરી લાવતી જોઈ. તેમાં કેટ લીક મીઠાઇ, અને કેટલીક ફળો, ઇત્યાદિક મેજ ઉપર, ગોઠવતી હતી. તે ઉપરાંત તરેહ તરેહનો, ઉત્તમ પ્રકારનો દારૂ, અને ફાળસા ઇત્યાદિક, સરબતના શીશા, જુદી, જુદી જણસો ભરેલા વાશણો લાવી મુકતા. જ્યારે સર્વે પદાર્થો આવ્યા, એટલે મેજ ઉપર તેઓએ, પ્રથમ મને બેસા ડયો; તે પછી પરીએહેરેની, સર્વે આજુ બાજુએ બેઠી, અને ગાવા બજા વવા લાગી, તેવી રીતે ખાતા પીતા, અને ગાયેન થતા, લાંબો વખત વહી ગયો. તેમાં કેટલીક વાજીંત્રો વજાડતી, અને કેટલીક તેની સાથે, શૂર મેળવતી; કેટલીક નાચતી, કેટલીક ગાતી. તે એટલા સુધી ચાલ્યું કે, અર્ધી રાત વહી ગઈ. જ્યારે ગાવું બજાવવું, બંધ થયું; એટલે તેમાં થી એકે કહયું, ઘણા દૂરથી તમે, આજે આવેલાછો, તેથી થાકયા હ સો ? આપને માટે, આરામઘાહ તૈયારછે; પણ જ્યારે સુવાને જાવ, ત્યા રે હમારામાંથી, એક બાનુંને કબુલ કરો, કે તે આખી રાત, આપની સે વા બજાવે. તેનું તેટલું સાંભળી, મેં કહયું, તમે સર્વે એક સરખા રૂપે,

અત હરણ કર્તાછો; તેમાંથી એકને પસંદ કરૂ, તે ઘેરવાજબીછે. તેવી રીતે કીધાથી, મહારી બેવફુકી, જાહેર થાય; અને એક બીજામાં, તમારે અદેખાઈનું મૂળ રોપાય. તેવોએ જવાબ આપ્યો કે, હમારા ખરા એ કીનથી કહીએચ કે, કોઈ પ્રકારે હમારે અદેખાઈ નથી; હમે ચાળીસે શણગાર, સજીને બેઠીછે, તેમાંથી એકનો હાથ પકડી, ખુશીથી લઈ જાવ. તેમાં કોઈ દીલગીર નહી થાય. કેમકે હમે દરેક વારા ફરતી, તમારી સેવા કરી આનંદ થશુ. તેવો જયારે, પોતાના ઠરાવ ઉપર, સજી થયા ત્યારે, હું એકેકની સાંમે, જોવા લાગ્યો; તો એકેકથી બીજીનો, ચેહેરો વધારે સરશ જણાવા લાગ્યો. તેવી રીતે વિચાર કર્તા, બે ઘડી વહી ગઈ; એટલે તેવોએ, ફરી મને કહયું કે, ચિંતા કે વિચાર ન કરો, પણ એકને તાકીદે પસંદ કરો. તે વખતે ધભરાટમાં હું પડયો; ત્યારે તેજ સુંદરી તરફ, નાચારીએ હાથ, લાંબો કીધો કે; જે મહારી સાથે, તે વખતે પ્યારથી, વાતો કરતી હતી. તેને જયારે મેં પસંદ કીધી, એટલે તૂર્ત સર્વે સુંદરીવો ઉઠી, અને ઉત્તમ પ્રકારે શણગારેલા, ઓરડામાં હમો બેહુંને લઈ ગયા; કે જે પરીચેહેરેનીનો હાથ, મેં પકડયો હતો; તેને ઓરડામાં મુકી, બાકીની સુંદરીઓ, પોત પોતાની, જગ્યાએ જઈ સુતી. બીજે દિવસે સવારના, હું જાગ્યો; અને ચારે તરફ જોવુંચતો, ઓરડામાં પલંગ, ઇત્યાદિક જગા જગાએ, રત્ન વિગરે ઝવેરાતો જડેલા હતા. તે ઉત્તમ પ્રકારનો, દેખાવ જોઈ, ઘણોજ અજાયેબ હું થતો. તેટલામાં ઓગણચાળીસ સુંદરીવોએ, આવી મને સલામ કરી, એમ ખુશળ પુછી, અને ગુલાબના પાણીથી, નહવડાવી અનેક પ્રકારે, બરદાસ્ત લીધી. જયારે નાહીને બહાર આવ્યો તો, આગલા દિવસથી, ઉત્તમ પોશાક મને પેહરાવ્યો. ત્યાર પછી ખાતા પીતા, તથા અનેક પ્રકારે રમુજ, અને ચમત્કારો જોતા, લાંબો વખત વહી ગયો; તેવી ગમતમાં જયારે, અર્ધી રાત ગઈ ત્યારે,

ફરીને તેવોએ મને કહયું કે, ગઈ રાતે જેમ પસંદ કરી હતી; તેવી રીતે આજે એકને પસંદ કરો; તે આખી રાત, સેવા ચાકરી બજાવે. તેજ વખતે એકનો હાથ, તેમાંથી પકડી લઇ ગયો. જ યારે સવાર થઇ, ત્યારે નાહી ધોઇ, નવો પોશાક પેહરી, સર્વે સાથે બેસી ખાધુ પીધુ; ત્યાર પછી અનેક, પ્રકારે રમુજ, અને તમાશા જો વામાં ગુલ્યા. છેલ્લે ત્રિજા ફકીરે, જોબદાને કહયું કે, ઓ પરી ચેહેરેની નાજની, હવે કેટલો ખુલાસો, હું કહી સંભળાવું, એવી રીતે દર રાત્રે, તે ચાળીસ બેરીવોમાંથી, એકેકને પસંદ કરી, સુવાને લઈ જતો. તેવી રીતે રાત દિવસ, મોજ મહજાથી, અતિશે આનંદમાં, એક વરશ પુરૂ ત્યાહ રહયો. તે ચાળીસ સુંદરીવો, દરેક સવારે આવી, મને સલામ કરતી, બલઇયા લેતી; અને ખુશી થઇ, ક્ષેમ કુશળ પુછતી; પણ જયારે તે વરશનો, એક દિવસ બાકી હતો; તે સવારે તો, સર્વે રડતી અને માથુ પીટતી, મહારી પાસે આવી. તેવો આવતાજ, મને પોતાની છા તી સાથે, દરેકે ચાંપી, કેહેવા લાગી કે, ઓ રાજકુંવર, તમારી પાસે થી, હમે જઈએચ; હવે તમારૂં, પરમેશ્વર રક્ષણ કરશે. તેવોના ર ડવા પીટવાથી, અતિશે ધભરાટમાં, હું પડયો; અને પુછયું કે, એટલા શ્યા માટે કંટાલ્યા. તે ભેદ પરમેશ્વરને, વાસ્તે જણાવો કે, તેની મદત હું, કરી શકુ છઉ કે નહી. તેવોએ કહયું કે, પરમેશ્વરની, એવીજ મર જીછે કે, હમે કોઈ વખતે તમને, કે તમે ફરી હમોને, નહી જોવ; કેમકે ઘણાક પુરૂષો, તમારા જેવા, અહિં આવીને રહેલા હતાં. તેવો જુ દા પડયાનો હેવાલ, કાઇ પણ, હમોને જણાતો નથી કે, તેવોનું શુ થ યું; તેવો જીવતાછે અથવા નથી. એટલું તે બોલીને, ફરી સર્વે રડવા, પીટવા લાગી. તે દેખાવ જોઇ, વધારે ધભરાટમાં, હું બોલ્યો કે, તમારૂં રડવાનું કારણ શ્યા માટે, જણાવતા નથી. તેવોએ કહયું, હમે તમોને શુ કહયે, હમારે જુદુ પડવુંછે; અને આશ્યા નથી કે, ફરી ત

મોને હમે મળીએ. તેના વચનો, એટલા સાંભળી, પોકે પોક હું રડવા અને છાતી પીટીને, માથામાં ધૂડ, ભરવા લાગ્યો; ત્યારે તે બોલી કે, તમે જો ચાહો, અને પોતાની કબુલાત, પાળવાને શક્તિવાન, થાવતો હમોને, આશ્યા રેહેમે કે, તમોને પાછી મળી શકીએ. એટલુંજ નહી પણ, આપણી મીત્રાચારી, જેવીછે તેવી કાયેમ રહે. જયારે દોસ્તિ કાયેમ, રેહવાનું સાંભળ્યું, ત્યારે મહારૂ લોહી તાજુ થયું; તેથી પુછયું કે, તે રસ્તો તાકીદે, મને બતાવો નહીતો, હું મરી જઇશ. ન કહોતો ખોદાના સોગંદછે. તે વખતે એકે કહયું કે, એ રાજકુંવર, હમે ચાળીસે, રાજકુંવરી છેએ. દર વર્ષે આ કીલ્લામાં, પોતાનો જીવ ખુશી કરવા, આવી રહીએચ; દર વખતે આખુ વર્ષ, રેહેવા પછી જરૂરના કામે, ચાળીસ દિવસ સુધી, પોતાને ઘેર જઇએચ. તેટલી મુદત પછી, સર્વે અહિં પાછી આવીએચ. ગઇ કાલે આ વર્ષ, પુરૂ થયું; માટે આજે સર્વે અહિંથી જશુ. એજ રડવાનું કારણછે. અહિંથી જવા પેહેલા, કરોડાની મીલકત, ભરેલા મેહેલો અને ઓરડા; જે મુખ્ય વસ્તુથી, ભરેલાછે; તેની કુંચી તમોને સોપસુ. કેમકે હમારા જવા પછી, દરેક જગ્યાએ, તમે ફરીને પોતાનો, જીવ ખુશ કરો; પણ તમોને સોગંદ, હમે આપીએચ કે, આ સોનાના દરવાજાને, નહી ઉઘાડતા. તે જો ઉઘાડસોતો, કોઈ વખતે હમે, પાછા તમોને ન જોશુ. તમોને અટકાવવા છતા, તેટલી ધીરજ ન રહેશે, કેમકે તેની અજાયેબી, જોવાને જરૂર તે ઉઘાડસો; તેજ જુદાઈનું કારણ થશે. એટલા માટેજ, હમે રડીએચ કે, પરમેશ્વર સબુધ્ધિ, તમોને આપે કે, હમો ગયા પછી, તે દરવાજો ન ઉઘાડોતો, કોઇ રીતે પણ, નુકસાન ન થાય. એટલુંજ નહી પણ, તમો આનંદથી, જન્મ સુધી અહિં રહી, મોજ મહજામાં, દિવસ ગુજારસો. તે વિશે ફરી ચેતવણી આપુચ કે, આ સોનાના દરવાજાને, કદી પણ નહી ઉઘાડશો; અગર હમારી ચેતવણી, ઉપર ધ્યાન ન આપતા, તેથી

ઉલટું કરસોતો, જરૂર તમે દુ:ખી થશો ? અને હમોને સંતાપમા નાખ સો. બીજી વખતે હમે સોગંદ આપી, કહીએચ કે, એ કામ નહી કરવાની, કબુલાત તમો આપો તો, હમોને ધીરજ આવે. જયારે ચાળીસ દિવસ વહી જશે, એટલે પાછા અહિં આવી, તમોને મળશુ. આ વખતે હમે ધારેલું હતું કે, સોનાના દરવાજાની, કુંચીને પોતાની, પાસે રાખીએ; પણ તેવી રીતે કરવું, લાયેક નથી; જે તમારા જેવા, રાજકુંવરની અંબીર થાય. એટલુંજ નહી પણ, તમોને નરસ લાગે કે, મહારો વિશ્વાસ ન કર્યો. તેવો સર્વેની હકીગત સાંભળી, મને ઘણી દીલગીરી ઉપજી; ત્યારે મેં કહયું, કે તમારી જુદાઇથી, ઘણું દુ:ખ મને ઉપજશે. તે સાથે પાછી મુલાકાત, થવાને આપની, શીખામણો નો, ઉપકાર માનુંચ. જે પ્રમાણે હુંકમ, આપ કરશો તે પ્રમાણે, જરૂર હું કરીશ. એટલુંજ નહી પણ, તમો જવા પછી, સોનાનો દરવાજો, નહી ઉઘાડું; એતો ઘણુંજ સેહેલછે, પણ તેથી અઘરો, ઠરાવ હોતતો; તે પણ કબુલ હું કરતે. એ ઠરાવમાંતો મહારો અર્થછે; જે કામ કરેથી, જુદાઇનું કારણ થાય, તે શ્યા માટે કરૂં. જયારે સર્વેની ખાત્રી થઈ; ત્યારે અકેકને છાતી સાથે, ચાંપી રવાના કીધી; તેવો સર્વે જયા રે મેહેલમાંથી ગયા, અને એખલો હું રહયો; ત્યારે ઘણીજ મને દીલગીરી ઉપજી. પેહેલે દિવસે, જયારે ઘભરાટ થયો, ત્યારે વિચાર કીધો કે, હજુતો ચાળીસ, દિવસ બાકી રહયા; પણ અકેક ઘડી, મને વ ર્ષની જતી. શેવટે મેં ધારયું કે, તેના હુકમ પ્રમાણે, ફકત સો નાનો દરવાજો, નહી ઉઘાડવો; જેની રજાછે; તેની રમુજતો જોવું. એવો વિચાર ઉપજયાથી, જે કુંચીવો, મેં ઘણી સંભાળથી, રાખી હતી, તે લઈ પેહેલો દરવાજો, ઉઘાડયો તો, ફળો લટકેલા ઝાડોનો, મોટો બગી ચો જોયો. તેવો બાગ આખી, દુનીયામાં ન હશે. ? તેમાં સઘન અને સોભાયમાન, હજારો વૃક્ષો, જુદી જુદી જગ્યાએ, રોપેલા હતા. તે સા

થે અનેક પ્રકારે, તરેહ તરેહના ઉમદા રંગના, સ્વાદિષ્ટ ફળો, વળગેલા હતા; તે વિશે હું જાણતો ન હતો કે, શ્યા માટે તે એટલા, લટકી રહે લાછે; તે ઝાડોને પાણી, એવી રીતે પોહોચતું હતું કે, એક મોટી નદી કાપી, પાકા બાંધ કામે, તેમાંથી નહાના નાહાના, નાળા ચારે તરફ, એવી કારીગરીથી, બનાવેલા હતા કે, કોઇની મદત વિના, દરેક ઝાડના મૂળમાં, પાણી પોહોચતું; કે જેથી તેને નવા પાંત્રા, અને ફળો ઉત્તપ ન થતા; તે સાથે કેટલાક ઝાડો, ફળોના ભારે ઝૂકી જતા હતા. તેવી રીતે બુદ્ધિવાનોએ, જગ્યા જગ્યાએ, નાળાવોની ગોઠવણ, એવી અજાયે બ રીતે, કરેલી હતી કે: દરેક વખતે, પાણી પોહોતાથી, તે બગીચામાં હમેશા, હરિયાળી રહેતી; અને ઝાડો કદિ પણ, મરી ન જતા. લાંબા વખત સુંધી, તેમાં હું ફરયો, અને દરેક જણસોનો, અદભુત ચમતકા ર, ચિત લગાડી જોતો. જ્યારે સર્વે જોઇ રહયો, તે વખતે દરવાજો તે, બંધ કરી બીજો ઉઘાડયો; તેમાં ફુલવાડી ફકત હતી, તે ઝાડોને, ઉ પલી રીતે મોટી કારીગરીથી, પાણી પોહોચતું; તે સાથે કેટલાક ફુલો, દુનીયામાં ન થતાં હશે; તેવા એ બાગમાં, અનેક પ્રકારે, રંગી બેરંગી, ફુલેલા જોયા. તેની સુગંધથી, વાયુ પણ સુગંધી ભરેલો થઇ, તેની લપટ થી, મહારૂં મગજ તર થયું. તે બગીચો સર્વે, જોયા પછી, તેનો દરવા જો બંધ કીધો; અને ત્રિજો ઉઘાડયો; તેમાં પક્ષીવોનો, માળો જોઓ, ત્યા જઇ જોયુંતો, સંગે મરમરની, ફરસબંધી જમીન, અને સુખડના તથા અબનૂસના પિંજરા, લટકતા હતા; તેમાં કેટલાક બુલબુલ, કેટલાક પોપટ, ઇત્યાદિક પક્ષીવો, પોતાની મીઠી વાણી, અને ગેલથી મનને, ખુ શી કર્તા તે સાથે તેવોને માટે, દાણા પાંણી ભરેલા, તરેહવાર પથર ના કુંડા હતાં. તે પક્ષીવોનો માળો, એટલોતો મોટો હતો કે, સો માણસો થી, તેની સંભાળ ન થાય; પણ તેમાં એકે, માણસ નજરે, ન આવતું. તેમાં અજાયેબી એવી હતી કે, એક તનખલા, જેટલો કચરો કે હઘાર,

ઈત્યાદિ કામ વિનાની, જણસ જોવામાં ન આવતી; કે જેથી કંટાળો ઉપજે. તેટલું જોતા સૂરજ અસ્ત થયો, તે વખતે સર્વે પક્ષીવો, વિસામો લેવાને, પોત પોતાની જગ્યાએ, જઇ બેઠા; અને હું પોતાના મેહેલે ગયો. બીજે દિવસે સવારે, એક દરવાજો ઉઘાડયો, એટલે તેમાં મોટો મેહેલ જોયો, તેની ચારે બાજુએ, ચાળીસ મોટા મોટા ઓરડા હતા. તે દરેકના દરવાજા ઉઘાડા રેહેતા; તે સાથે એક બીજામાં, જવાનો રસ્તો હતો. એક ઓરડામાં જઈ જોવું ત્યતો, એખલા મોતીજ મોતી; તેમાં એક બાજુએ કબૂતરના ઈંડા જેટલા, બીજી તરફ તેથી ઉતરતા એવી રીતે જુદી જુદી જાતના ઢગલા પડેલા હતાં. બીજા ઓરડામાં, જઇ જોયું તો હીરા, માણેક અને રતનો હતા કે, જેથી અંધારી રાતે, પણ અજવાળું થાય. ત્રિજામાં પાના, ઈત્યાદિક ઝવેરાત. ચોથામાં સોનાની ઈંટો; પાંચમાં મોહોરો; છઠ્ઠામાં રૂપાના લાઠાવો; સાતમાંમાં રૂપીઆ હતા. બાકીના ઓરડાવોમાં, તો અનેક ખાણોની, અમૂલ ઝવેરાતો ભરેલી હતી. એવી અથાગ, દોલત જોઈ, અજાયેબ હું થયો; અને ધારયું કે, આખી દુનીઆની, ધન દોલત અને ઝવેરાત, એકઠી કીધી હોય; તોપણ એટલી ન થાય. જ્યારે એવી મોટી, દોલતની કુંચી, મહારે તાબે થઇ, ત્યારે એવોતો ખુશી થયો કે, કેટલો હું ભાગ્યવાન છઉ. જે એટલી દોલત, અને ચાળીસ રાજકુંવરીનો, માલેક હું થયો. તે વખતે ત્રિજા ફકીરે કહયું કે, ઓ પરીવોની સરદાર, ત્યાહની અજાયેબીના, કેટલા વખાણ કરૂં કે, તેટલું જાહેર કરવાને, મહારી જીભને સામર્થ નથી. જન્મમાં નહી જોયેલી વસ્તુંવો, જ્યારે ઓગણ ચાળીસ, દિવસ સુધી જોતા, નવાણું દરવાજા ઉઘાડયા, અને તેની હરયેક, ચીજો જોઇને, અચંબો પામ્યો. ત્યારે ફકત એક, દરવાજો બાકી રહયો, જેને ઉઘાડવાને, પ્રથમજ અટકાવ હતો. ચાળીસમે દિવસે, કે જેને બીજે દિવસે, તે સર્વે રાજકુંવરીવો, પોતાના મેહેલમાં, પાછી

આવનાર હતી. તે વખતે સર્વેનો, પાછો મેલાપ થતે ? પણ મહારા મા ઠા ભાયેગે, તે સંવારે ઉઠતાજ, ભૂતે મને ભમાવ્યો; તેથી સોનાનો દર વાજો ઉઘાડવા હું ગયો. તે ઉઘાડતા, તેમાંથી એવી સારી, સુગંધી આ વી, કે તેજ વેળા, બેસુધ થઇ હું પડયો. જ્યારે સુધ્ધિમાં, પાછો આ વ્યો, ત્યારે વિચાર્યું કે, તેની અંદર જઈ, સર્વે જોઇ પાછો, બંધ ક રીશ. તેમાં ગયો અને થોડીવારે, થોભીને જોયું કે, એવી ઘમઘમાટ, સુગંધની લપેટ બેહેકેછે; તે પવનના જોરે; ઓછી થાય, તો અંદર જા વું. તેટલામાં જોવુંચતો, એક મોટો મેહેલ, નજરે પડયો, તેની જમીન પર, કેસર પાથરેલી હતી. તે સાથે સોના, રૂપાની દીવીમાં, અગર ઇત્યાદિ, તેલના દીવા બળતા હતા. તેજ કારણે ઘણીજ જલદ, સુગંધી આવતી હતી. તે સીવાય અદભૂત, એક ચમત્કાર જોયો કે. ત્યાહ ઘણોજ ખૂબ સુરત, દેવલોકી ઘોડો, બાંધેલો હતો. તેની પાસે જઈ, સારી રીતે હું જોવા લાગ્યો તો, તેની લગામમાં સોનાના, પત્રા મડેલા હતા; અને તે ની સાંમે, એક વાશણમાં, તલનો મોટો જથ્થો, રાખેલો હતો; બીજા વા શણમાં, ગુલાબ જળ પીવાને, વાસ્તે મુકેલું હતું. તે ઘોડાને ઘણોજ, સોભાવાન જોવાથી, ઉમેદ થઈ કે, તે ઉપર બેશી, સારી રીતે અજવાળામાં, હું તેને જોવું; તે સાથે ચાલ તપાસું. જ્યારે બ હાર કાઢવા લાગ્યો, તે વખતે પોતાના, થાનથી તે ન ખસ્યો. તે વખતે એક ચાબુક, નો ઝપાટો એવાતો, જોરથી તેને મેં મારયો કે, મોટા ભયાનક અવાજે, તે ખંખારીને, પોતાની પાંખોને, એવીતો ઝડ પથી, તેણે પસારી કે જેને તે વખતે, હું જોઇ ન શકયો. તેટલામાં તો આકાશ તરફ, એટલોતો ઊંચે ઉડયો કે, જમીન મને ન દેખાઇ; અને નિચે પડવાની ધાસ્તીથી, તેની ગર્દને વળગી પડયો. તે ઊંચે જતા પાછો, જમીને ઉતરવા લાગ્યો, શેવટે તેજ તાંબાના, મેહેલના છાપરા ઉપર, ઉતરયો અને એટલી ફુરસદ, મને ન આપી કે, સેહેલાઇથી નિચે ઉત

અરેબિયન નાઇટસના દરેક ભાગના ખરીદદારોએ, પાછે
લખલે ઠેકાણેથી ચાર આના આપેથી મળશે.



મુંબઈ—કાળકાદેવીને રસ્તે રામવાડી પાશે. ઈશ્વરદાસ લાયબ્રેરી.

સુરત—નાણાવટમાં. કશનદાશ નારણદાસ માસ્તર.

,, ,, મનચેરજી જમસેદજી પોશવાલા.

અમદાવાદ—માગાની હવેલીમાં. ગુજરાત વરનીક્યુલર શોશાઈટીમાં.

,, ,, યુનાઈટેડ પ્રીંટીંગ પ્રેસમાં.

,, ઘી કાંટે. જગજીવન કાલીદાસ બુક વેચનાર.

રાજકોટમાં—વિજ્ઞાન વિળાસ આફીસમાં.

અમરેલીમાં—કામેશ્વર ઓધવજીને.

ભાવનગરમાં—છતરીના કુવા પાસે. ત્રીકમલાલ ઓધવજી બુક વેચ.

કચ્છ અંજારમાં—માધવ રાય પાસે. ઉપાદયા હલવેશ્વર ચતુરભોજ.

કલીકોટમાં—શા૦ કસ્તુર રૂપચંદ.

કોચીનમાં—શા૦ પરસોતમ આપશી,

